अधिकारिवर्गग्रंथावलि—ग्रंथांक ९०.

તિક કૃષ્ણ ચતુર્દશીના ૧૧૧ મા મહોત્સવ નિમિત્ત—

# श्रीसदुपदेशश्रेणी.

## ४० मो सदुपदेश.

—વિષયાનુક્રમણિકા—



—પ્રવર્તક—

श्रीमद् उपेन्द्र भगवान.

—વડોદરા—

—પ્રકાશક—

श्रीश्रेयस्साधकअधिकारिवर्गतरफथी

પુંજાલાલ મોહનલાલ શુક્લ.

—વડોદરા—




ઈ. સ. ૧૯૧૮.

ભાગ્યોદય પ્રીન્ટીંગ પ્રેસમાં

જેઠાલાલ દેવશંકર દવેએ છાપ્યું.

ખાડીઆ—અમદાવાદ.


मूल्य ०—१०—०

# પ્રસ્તાવના.

સંવત્ ૧૯૭૫ ના કાર્તિક કૃષ્ણપક્ષ ચતુર્દશીનો વડોદરામાં **શ્રી શ્રેયસ્સાધક અધિકારિ વર્ગ**નો ૧૧૧ મો મહોત્સવ નિયમાનુસાર પાલન કરવામાં આવ્યો હતો, તે પ્રસંગને માટે તૈયાર કરાવવા આવેલા લેખો, વ્યાખ્યાનો વગેરે શ્રેયસ્સાધકો તથા અન્ય સજ્જનોને અર્થે પ્રકટ કરવામાં આવ્યા છે.

સંવત્ ૧૯૭૫ કાર્તિક
કૃષ્ણ ૧૪ સોમવાર,
**વડોદરા.**

**શ્રીશ્રેયस्साधकअधिकारिवर्ग.**

॥ ॐ श्री ॥

# श्री सदुपदेशश्रेणी.

## चत्वारिंशत्तम सदुपदेश.

## जपमार्ग.

यज्ञानां जपयज्ञोऽस्मि ( भगवद्गीता )

" સર્વયજ્ઞોમાં જપયજ્ઞ મારૂં સ્વરૂપ છે. "

શ્રી કૃષ્ણચન્દ્રનું વાકય.

શ્રી શ્રેયઃસાધકઅધિકારીવર્ગના આ ૧૧૧ મા ઉત્સવના પ્રસંગે કયા વિષયનું અધ્યયન અને પ્રવચન કરવું યોગ્ય છે, એ વિચાર સ્ફુરતાં મને લાગ્યું કે આ વર્ગના સંસ્થાપક આચાર્યશ્રીની સાધનોની શ્રેણીમાં વિલક્ષણ બળવાળો જપમાર્ગ છે, તેથી તે માર્ગની ઉત્કૃષ્ટતા કેવાં કારણોથી છે, અને તેમાં સનાતન રહસ્યો કયાં છે તેનો વિચાર પ્રત્યેક શ્રેયઃસાધકે કરી આચરણ કરવા યોગ્ય પદ્ધતિનો સ્વીકાર કરવાથી ઉત્સવ કેટલેક અંશે ચરિતાર્થ થશે, જેથી એ સંબંધી કંઇક ચિંતન સવિશેષ ઉપયોગી અને મહત્વનું જણાવા સંભવ છે. જે સંમેલનમાંથી નવા ભાવનો ઉદ્‌ગમ ન થાય અથવા પુરાણભાવનો પ્રકર્ષ ન થાય તે સંમેલન ઉત્સવ ગણાય નહિ.

આપણા સનાતન ધર્મમાં શ્રેયઃસિદ્ધિની વિચારપ્રધાન, ક્રિયાપ્રધાન અને મિશ્ર—એવી ત્રણ પ્રણાલિકાઓ છે. તેનાં બીજાં નામ સાંખ્યમાર્ગ, યોગમાર્ગ અને ભક્તિમાર્ગ છે. આ ત્રણ માર્ગો એક જ ગંતવ્યપ્રતિ લઇ જાય છે; અર્થાત્ શ્રેયઃસિદ્ધિ પ્રત્યેક માર્ગથી મેળવી શકાય છે. આ માર્ગો તદ્દન નિરાળા સમજવાના નથી. તેઓ પરસ્પરના ઉપકારક છે, અને ત્રિવેણીરૂપ બનેલા છે. તે માર્ગોનાં સંધિસ્થાનો છે. જ્યાં આગળ તે તે માર્ગના પથિકો મળી પોતાના અનુભવોનો સમન્વય કરી શકે છે એટલું જ નહિ પરંતુ પરસ્પરની ખુટતી સામગ્રીની

પૂરતી પણ કરી શકે છે. આ સર્વ સાધનસામગ્રીના વિનિમયનું ત્રિવેણીસ્થાન જપયજ્ઞ છે. આ યજ્ઞની વેદિઆગળ ત્રણ માર્ગના ગંગા, યમુના અને સરસ્વતીના– યાત્રિકો મળી શકે છે, અને દૈવી સંપત્તિની આપ લે કરી શકે છે. જપયજ્ઞની વિશાલ વેદિઆગળ તત્ત્વ–જિજ્ઞાસુ પોતાના શ્રવણ, મનન અને નિદિધ્યાસનવડે મેળવાયેલી શુભ્ર જ્ઞાનસંપત્તિનો, યોગિજનો પોતાની યમનિયમાદિ અષ્ટાંગ યોગજન્ય મેઘશ્યામ સિદ્ધિનો, ભક્તજનો ભજનીય પરમાત્માપ્રતિના પરમ પ્રેમના રક્ત મધુર રસનો વિનિમય કરી શકે છે. આ વેદિઆગળ થોભ્યા વિના ત્રિવેણીસ્નાન થતું નથી, અને તીર્થભ્રમણ વ્યર્થ જાય છે.

ત્યારે જપયજ્ઞની આ દિવ્ય વેદિની યજ્ઞસામગ્રી જાણવાની પ્રત્યેક માગવાળાને જરૂર છે. આ જપયજ્ઞ સનાતન ધર્મના મૂલ અંશરૂપ છે. જેઓ વેદને આપ્તવાક્યરૂપ માને છે તેઓને **मंत्रब्राह्मणात्मकोवेदः** એ લક્ષણપ્રમાણે મંત્ર અને બ્રાહ્મણ એ બે સંપુટમાં વેદનું રહસ્ય ગુપ્ત રહેલું છે એમ સમજાય છે. તેમાં મંત્રરૂપ શબ્દરાશિ, ઋગ્ યજુષ્ અને સામ એમ ત્રણ પ્રકારનો છે. છંદોબદ્ધ મંત્રો ઋગ, ગીતિવિશિષ્ટ મંત્રો સામ, અને તે બંનેથી વિલક્ષણ ગદ્યરૂપ મંત્રો યજુષ્ કહેવાય છે. મંત્રો અનુષ્ઠાનના કારણભૂત દ્રવ્યોનું અને દેવતાનું પ્રતિપાદન કરે છે. કર્મકાંડનો સઘળો પ્રયોગવિધિ મંત્રાશ્રિત છે. પ્રયોગવિધિ બાહ્ય અને આભ્યંતર એમ બે પ્રકારનો છે. બાહ્ય વિધિ દ્રવ્યયજ્ઞના વિસ્તારરૂપ છે; આંતરવિધિ જ્ઞાનયજ્ઞના વિસ્તારરૂપ છે. દ્રવ્યયજ્ઞવડે જેમના સ્થૂલ મલ નિવૃત્ત થયા છે એવા અધિકારી સાધકને સૂક્ષ્મ મલ નિવૃત્ત કરવા જ્ઞાનયજ્ઞનું વિધાન છે. બાહ્ય યજ્ઞમાં પાંચ અંગની જરૂર છે:—(૧) યજમાન, (૨) યજમાનપત્ની, (૩) પ્રજા, (૪) માનુષ વિત્ત, (૫) દૈવી વિત્ત. આમાંથી એક પણ અંગ ખુટે તો યજ્ઞ પૂર્ણાંગ ગણાતો નથી. આપણે દ્રવ્યયજ્ઞ કરનારામાં પાંચે અંગની પૂરતી ઘણે ભાગે જોતા નથી. આથી યજ્ઞ સકલ સિદ્ધ થતો નથી, પણ વિકલ થાય છે, અને ફલ પણ તેવું જ પ્રાપ્ત થાય છે. બાહ્ય યજ્ઞ પ્રજાપતિએ આરંભેલા સંસારયજ્ઞનું નાનું પ્રતીક છે. સંસાર પાંચ અંગવિના વિકલ અનુભવાય છે તેમાં કંઇ શંકા હોવી સંભવતી નથી.

જ્ઞાનયજ્ઞમાં પણ પાંચ અંગની અગત્ય છે. (૧) યજ્ઞ કરનાર મનોમય આત્મા દીક્ષિત અને સંસ્કારી થયેલો હોવો જોઇએ; (૨) તેની વાણીરૂપ જાયા સદા સાવધાનપણે સહધર્મચારિણી જોઇએ; (૩) તેની પ્રાણરૂપ પ્રજા વિશુદ્ધ અને પ્રબળ જોઇએ. (૪) તેનાં નેત્ર સર્વ વસ્તુના સ્વરૂપને પારખનારાં અને વિજ્ઞાન સામગ્રી લાવી આપનારાં જોઇએ; અને (૫) તેનાં શ્રોત્રે શાસ્ત્રના દૈવી ધનને સાંભળ્યું હોવું જોઇએ. સારાંશ જેનું મન સ્થૂલ મલવિનાનું થયું નથી, જેની વાણી નિર્દોષ સત્ય પ્રિય અને હિતકર બોલી શકતી નથી; જેના પ્રાણ નાડીશુદ્ધિને પામ્યા નથી અને જે ઘણે ભાગે રોગાધીન રહે છે; જેનાં નેત્ર પ્રકૃતિના અંગ ઉપાંગમાં પ્રવર્તતા નિયમો અને સૌન્દર્યાદિને જોઇ શકતાં નથી; અને જેનાં કર્ણઉપર વિદ્યાના ગહન વિષયોના ભણકારા પડ્યા નથી તે જ્ઞાનયજ્ઞનો યજમાન થવા અધિકારી નથી. જેમને આ પાંચ અંગ પ્રાપ્ત છે તેઓ જ્ઞાનયજ્ઞ સરલતાથી સિદ્ધ કરી શકે છે. આ યજ્ઞનું બીજું નામ જપયજ્ઞ છે. મન, વાણી, પ્રાણ, નેત્ર અને શ્રોત્ર—એ પાંચ જે યજમાનનાં પવિત્ર, સશક્ત અને સાત્વ છે તેમને જપયજ્ઞની દીક્ષા આપનાર સદ્‌ગુરુશ્રીનો શ્રમ સાર્થક થાય છે. જેમનાં આ પાંચ અંગો મલિન અશક્ત અને પ્રમાદવાળાં છે તેમને ઘણે ભાગે ઉત્તમ આચાર્ય દીક્ષા આપતા જ નથી, અને કોઇ આંગતુક પુણ્યવશાત્ અથવા અનુગ્રહ કરવાનો જેમનો સ્વભાવધર્મ છે એવા આચાર્યવડે કૃપાદ્વારા દીક્ષા મળે છે તો તે ઇષ્ટ ફલને એક જન્મમાં પ્રકટ કરી શકતી નથી. અયોગ્ય ગુરુથી મળેલી દીક્ષા મત્તને મદિર પાવા તુલ્ય અનર્થને જ પ્રકટ કરે છે એ જણાવવાની અગત્ય જ રહેતી નથી.

શ્રેયઃસાધકઅધિકારિવર્ગમાં પોતાની ગણના કરાવનાર પ્રત્યેક સાધકે એકાન્તમાં બેસી આ પોતાનાં પાંચ અંગની પરીક્ષા કરવી ઘટે છે. પોતાનાં મન, વાણી, પ્રાણ, નેત્ર અને શ્રોત્રની વિકલતા હોય તો તે સત્વર દૂર કરવી ઘટે છે; તેની પવિત્રતા, અને તેના સામર્થ્યને વધારવું ઘટે છે; અપ્રમાદયુકત ધૈર્ય સેવવું ઘટે છે; અને અમૂલ્ય દીક્ષાનું ફલ—( જેના દાનવડે પાપનું ક્ષાલન થાય તેનું નામ "દીક્ષા" )—ગજસ્નાનની પેઠે બગાડવું ઘટતું નથી. હું ધારૂં છું કે ઘણા સાધકોએ ગજસ્નાન કર્યાં છે, દીક્ષાથી સ્નના કર્યા પછી પુનઃ પોતાના પાંચ અંગઉપર મલિન કર્મ અને વાસનાની ધૂળ નાંખી છે; અને પુનઃ સંસ્કાર મેળવવાની તેમને અગત્ય છે. આ વચનો નિરાશા પ્રકટ કરવા અર્થે નથી, પણ આશા અને ઉત્સાહ

પ્રકટ કરવા અર્થે છે. ગજસ્નાન વિશાલ સરોવરવિના થઇ શકતું નથી. મોટા સરોવરવિના ગજથી એકવાર પણ ન્હવાતું નથી. પોતાના મલિન સ્વભાવને વશ થઈ સ્નાન કર્યા પછી પોતાની શુંઢવડે પોતાઉપર ધૂળ નાંખી મેલો બને છે. પણ જ્યાં સુધી સરોવર વિદ્યમાન છે, અને મ્હાવત અંકુશ રાખી સરોવરપ્રતિ પુનઃ લઇ જઇ સ્નાન કરાવી ગજના રહેઠાણપ્રતિ લઇ જઇ શકે તેમ છે ત્યાં સુધી ગજની ધૂળ ધોવાવામાં વિઘ્ન આવે તેમ નથી; માત્ર વિલંબ થાય છે. મારા એક સદ્દગત મિત્ર કહેતા હતા કે આચાર્યશ્રીનો અનુગ્રહકટાક્ષ કોઇ બલવાન્ પુણ્યવિના પડતો નથી, અને પડ્યા પછી તે વહેલો મોડો ફળ્યા વિના રહેતો નથી. આ તેમનું મંતવ્ય મને અનુભવથી સત્ય જણાયું છે.

**नहि कल्याणकृत् कश्चिद्दुर्गतिं तात गच्छति ॥**

**अहं त्वा सर्व पापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥**

ઇત્યાદિ ભગવદ્દવાક્યો અભયશાસનરૂપ છે. માત્ર કલ્યાણકૃત્ થવાની વાસના, અને ઇશ્વિરશરણતા—એ બે અધિકાર મેળવાય તો ભૂતપ્રતિબંધોનું નિવારણ કરવા પ્રભુ સમર્થ છે. આપણાં પુરાણોમાં **ગજસ્તુતિ** વર્ણવી છે તે આર્તભક્તને લાગુ પડે છે. સંસારમાં ફસાયેલા ગજનો ઉદ્ધાર દયાળુ પ્રભુએ કર્યો હતો. માત્ર ગજના જેવા આર્તભક્ત થવાની જરૂર છે.

સદ્દગુરુશ્રી જે શ્રીઅંતર્યામી ઇશ્વરનું બાહ્ય પ્રતીક છે તેમના અનુગ્રહને મેળવવા, તચ્છરણતા ગજના જેવી જાગ્રત્ કરવી જોઇએ. ભૂતપ્રતિબંધો કોને ન હતા, અને કોને નથી ? સર્વને તે હોવા સંભવે છે, પણ ભક્તની ભક્તિ તે સર્વ પ્રતિબંધો છતાં શ્રીઇશ્વિરના અનુગ્રહવડે ઇષ્ટફલને પ્રકટ કરવા સમર્થ થાય છે. શ્રીશ્રેયઃ સાધકે પોતાના ગુણના મહિમાઉપર અનુગ્રહના પ્રસવનો આધાર ન રાખતાં માત્ર તચ્છરણતા ઉપર આધાર રાખતાં શિખવો જોઇએ. પ્રાચીન ઉદાહરણો પતિતપાવનતાનાં એટલાં બંધાં છે કે કોઇ પણ શ્રેયઃ—સાધકે નિર્વેદ પામવાની જરૂર નથી. વ્યાધમાં કયું સદાચરણ હતું કે સદાશિવે તેનો ઉદ્ધાર કર્યો; ધ્રુવમાં કઇ પ્રૌઢ અવસ્થા હતી કે ભગવાને તેને સ્થિરપદ આપ્યું; ગજમાં કઇ વિદ્યા હતી કે તેનો જ્ઞાનદ્વારા ઉદ્ધાર થયો; વિદુરમાં કઇ ઉત્તમ જાતિ હતી કે તેણે શ્રીકૃષ્ણના સ્વરૂપને ઓળખ્યું; યદુપતિ

ઉગ્રમાં શું પૌરુષ હતું; કુબ્જામાં શું રૂપલાવણ્ય હતું; સુદામા પાસે કેટલી સંપત્તિ હતી, કે પ્રભુએ તેમના ઉપર અનુગ્રહ વર્ષાવ્યો ? સારાંશ ભગવાનનો અનુગ્રહ ભક્તિ વા પ્રેમને જ અધીન છે, સાધકના બીજા વયાદિ ગુણોને અધીન નથી એ ખાસ લક્ષમાં રાખવાનું છે. જપમાર્ગની સિદ્ધિમાં આવશ્યક અધિકારસૂત્ર નીચેનું છેઃ—

**मंत्रे मंत्र गुरावपि**
**मंत्री मंत्रस्य देवतायां च ॥**
**त्रिषु विहित सतत भक्तिः**
**प्रेत्येह निजेप्सितं फलं लभते ॥**

(પ્રપંચસાર.)

મંત્રમાં, મંત્રની દીક્ષા આપનાર ગુરુમાં, અને મંત્રની ઇષ્ટદેવતામાં—એ ત્રણમાં સતત ભક્તિવાળો જ મંત્રજાપી આ લોકમાં તેમ પરલોકમાં ધારેલા ફલને મેળવી શકે છે. આ ઉપરથી સ્પષ્ટ સમજાશે કે જપમાર્ગ ગંગા, યમુના અને સરસ્વતીના અર્થાત્ જ્ઞાન, ક્રિયા, અને ભક્તિમાર્ગની ત્રિવેણીરૂપ છતાં તેમાં પ્રધાન વેગ ભક્તિનો છે અને તેથી તે ભક્તિ માર્ગનો પક્ષપાતી છે. પ્રયાગઆગળના ત્રિવેણીના વેગમાં જેમ ગંગાના જલનો વેગ પ્રબલ હોય છે તેમ જપમાર્ગમાં વિચાર અને ક્રિયાનાં વહેણ મળેલાં છતાં ભકિતનું વહેણ પ્રબળ હોવું ઘટે છે. વિચારમાર્ગમાં બુદ્ધિની નિર્મલતા અને સૂક્ષ્મતાઉપર—**शिष्यप्रश्नैव केवलम्**—શ્રેયઃ સિદ્ધિનો આધાર છે; ક્રિયામાર્ગમાં ચિત્તના નિરોધઉપર તે સિદ્ધિનો આધાર છે; પરંતુ ભક્તિમાર્ગ અથવા જપમાર્ગમાં મંત્ર, મંત્રગુરુ અને મંત્રદેવતા—એ ત્રણની ઐક્યભાવના અને તેમાં પરમ પ્રીતિરૂપ ગ્રંથિવડે ઉત્પન્ન થતા યજ્ઞોપવીત ધારણ કરવાથી સિદ્ધિ છે. આ ત્રિસૂત્રનું ગ્રંથિયુક્ત એક સૂત્ર કરવામાં જપમાર્ગની કલા છે. ઘણાઓ આ ત્રણ સૂત્રના સ્વરૂપને પારખી શકતા નથી, અને તેને એક સૂત્રરૂપે વણી શકતા નથી; અને કદાચ વણે છે તો ભક્તિરૂપ ગ્રંથિ ગાંઠી શકતા નથી અને તેથી માત્ર સૂતરના તાંતણા રહે છે પણ બ્રહ્મસૂત્ર બનતું નથી. મેં ઘણા સાધકો જોયા છે જે દીક્ષા મેળવ્યા પછી મંત્રગુરુનું સ્મરણ પણ કરતા નથી તો અખંડ અનુસંધાન અને સપર્યા (પૂજા) તો કરે જ શાના; ઘણા સપર્યા કરે

છે તો મંત્રને રસનામાં રમવા દેતા નથી; અને ઘણા મંત્રની ઇષ્ટદેવતા શી છે તેનો ખ્યાલ પણ લાવતા નથી. જપમાર્ગનાં મૂલ તત્ત્વોને નહિ જાણનારા મંત્રને શબ્દસમૂહ અથવા વર્ણસમૂહરૂપ માને છે; મંત્રગુરુને મારા તમારા જેવા શરીરધારી જીવરૂપે માને છે; અને મંત્રદેવતાને મૂર્તિરૂપે, યંત્રરૂપે, અથવા બુદ્ધિમાં ઘડાયેલા મનોરાજ્યરૂપે માને છે. આ પ્રકારની મંત્ર, મંત્રગુરુ અને મંત્રદેવતાસંબંધી ભાવના હોય ત્યાં સુધી મંત્રસિદ્ધિ શી રીતે થાય તે સમજી શકાતું નથી. આ નિકૃષ્ટ ભાવના જ્યાં સુધી હોય ત્યાંસુધી ભક્તિ ઉદય પામતી જ નથી. કારણ કે ઉત્કૃષ્ટ ભાવવિના ભક્તિ આવિર્ભાવને પામતી જ નથી. ભક્તિ દેખાતા નિકૃષ્ટ પદાર્થમાં ઉત્કૃષ્ટભાવની અપેક્ષા રાખે છે. **यो वै भूमा तत्सुखं नाल्पे सुखमस्ति**–એ શ્રુતિઅનુસાર વસ્તુસ્થિતિ પૂર્ણ બ્રહ્મરૂપ–સ્વરૂપસુખરૂપ છે; અલ્પત્વ વસ્તુરૂપ છે નહિ, અને તેમાં સુખ નથી. નિકૃષ્ટ વસ્તુતઃ નિકૃષ્ટ નથી પણ ઉત્કૃષ્ટ છે–આ ઉપર સઘળા રહસ્યશાસ્ત્રનું મંડાણ છે. નિકૃષ્ટ નિકૃષ્ટ જ છે અને ઉત્કૃષ્ટ ઉત્કૃષ્ટ જ છે અને બંને પરસ્પર વિરોધી છે–આ સૂત્રઉપર વ્યવહારશાસ્ત્ર બંધાયેલું છે. જેમણે ધર્મના રહસ્યશાસ્ત્રને સમજવું છે તેમની પ્રથમ પ્રતિજ્ઞા–**सर्वं खल्विदं ब्रह्म । मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति**–આ સર્વ બ્રહ્મભૂત છે, જે ભેદજેવું જુએ છે તે જન્મમરણ પામે છે–એ શ્રુતિપ્રમાણે હોવી જોઇએ. જો આ શ્રુતિગત સૂત્ર પરમાર્થસત્ય છે તો નિકૃષ્ટ દેખાતું વસ્તુતઃ નિકૃષ્ટ નથી, પણ ઉપાધિસંગથી નિકૃષ્ટ જણાય છે; ઉપહિત ચેતન નિકૃષ્ટ નથી એ ભાન સ્ફુરાવવું કઠિન પડે તેમ નથી.

મંત્રનું બાહ્ય રૂપ શબ્દમય અથવા વર્ણમય છે. તે રૂપ તેનું શરીર છે. બીજા શબ્દજાલકરતાં તેનું બાહ્ય રૂપ જૂદું જણાતું નથી. માટે સામાન્ય જનો તેને શબ્દરૂપ અથવા ધ્વનિરૂપ જ માને છે. મંત્રગુરુ પંચભૂતના તનુને ધારણ કરે છે; તેઓ ખાય છે પીએ છે, અને ભૌતિક જીવનની ચેષ્ટાઓ મારા તમારા જેવી કરે છે, તેથી સામાન્ય જનો તેને જીવરૂપ માને છે. મંત્રદેવતા કોઈ જડ મૂર્તિમાં કે કોઇ જડ યંત્રાદિ પ્રતીકમાં, કે બહુ થાય તો બુદ્ધિવૃત્તિએ ઘડેલા શરીરમાં હોય એવું સામાન્ય જનોનું મંતવ્ય છે. પરંતુ વસ્તુસ્થિતિ જૂદા પ્રકારની છે. મંત્ર, શબ્દ અથવા વર્ણમય છે તે વાત ખરી છે, પણ તે ખાલી ખોખું

નથી પણ વાચકશક્તિથી અથવા વાચકચેતનબલથી ભરેલી બંદુકની નળી છે. મંત્રગુરુ મારા તમારા જેવા શરીરધારી છે તે વાર્તા ખરી છે, પણ સર્વાત્મ ગુરુ સદાશિવ જે અંતર્યામિ છે તેમની સ્ફોરક શકિતનું તે દ્વાર છે; મંત્રદેવતા જડ મૂર્તિમાં અવલોકાય છે તે વાત ખરી છે પણ વાચ્ય શકિતરૂપ અથવા અનુભવ કરવા યોગ્ય દિવ્ય ચેતનમય તત્ત્વ છે. વાચક, સ્ફોરક, અને વાચ્ય બલમાં દિવ્ય ચેતનરસ વહેંચાયેલો છે તેને એક અધિકરણમાં એકરસરૂપે અનુભવવાની જપમાર્ગની કલા છે. મંત્રજાપીએ મંત્રની વાચકશકિતને વાણીનાં મૂલાધારથી માંડી ઓષ્ઠપર્યંતના સ્થાનમાં; મંત્રગુરુનો સ્ફોરક શકિતને મૂર્ધાકાશમાં દ્વાદશાર્ણ કર્ણિકમાં; અને મંત્રદેવતાની વાચ્યશકિતને હૃદયાકાશમાં પ્રકટ થતા વિદ્યુલ્લેખા જેવા સ્વયંપ્રભ જ્યોતિમાં પ્રથમ ગોઠવી મંત્રજપ કરવો જોઇએ. આ વાચક, સ્ફોરક, અને વાચ્ય શકિતનું એકીકરણ થતાં જે સાક્ષાત્કાર પ્રકટે છે તેને મંત્રસિદ્ધિ કહે છે. આ એકીકરણજન્ય સાક્ષાત્કારથી ઇષ્ટદેવતાના સ્વરૂપાનુસાર મંત્રજાપીમાં વાક્સિદ્ધિ, અનુગ્રહસિદ્ધિ, અને અર્થસિદ્ધિ પ્રકટ થાય છે. આ કારણથી મંત્રમાર્ગ અથવા જપમાર્ગ બીજાં શાસ્ત્રની પેઠે બુદ્ધિના વિલાસરૂપ નથી, પણ પ્રત્યક્ષ અનુભવ કરાવનાર છે. એક સુભાષિતમાં કહ્યું છે કેઃ—

**अन्यान्य शास्त्रेषु विनोदमात्रम्**
**न तेषु किंचिद् भुवि दृष्टमस्ति ।**
**चिकित्सित ज्योतिष तंत्रवादाः**
**पदे पदे प्रत्ययमावहन्ति ॥**

જૂદાં જૂદાં શાસ્ત્રોમાં માત્ર બુદ્ધિનો વિનોદ છે, અને આ ભૂલોકમાં તેનું ફલ જણાતું નથી; પરંતુ વૈદક, જ્યોતિષ્ અને મંત્રશાસ્ત્રનાં પ્રમેયો પગલે પગલે ખાત્રી આપે તેવાં હોય છે.

પ્રત્યેક શાસ્ત્રસંબંધમાં વિકૃતિઓ હોય છે; તેમ વૈદકમાં ઉંટવૈદો હોય છે; જ્યોતિષમાં ધૂતારા હોય છે; અને તંત્રમાં ઠગનારા ગુરુઓ પણ હોય છે. પરંતુ તેટલા માત્રથી કુશલ વૈદ્યની, જ્યોતિર્વિદ્ના ગણિતની અને ખગોલવેત્તાઓના અનુમાનની; અને શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ સદ્ગુરુશ્રીના ઉપદેશની મહત્તા ઓછી થઇ શકે તેમ નથી. વિકૃ-

તિઓ થવી તે પ્રકૃતિનો સ્વભાવ છે, પણ પ્રકૃતિ પોતાના પ્રથમ શુદ્ધ મહત્તત્વરૂપ-હિરણ્યગર્ભરૂપ વિકારને સૃષ્ટિકાલમાં શોધક બલરૂપે જાગ્રત્ જ રાખે છે. તે હિરણ્યગર્ભનું અંતર્યામીબલ સઘળી વિકૃતિઓને કાં તો સુધારી, કે કાં તો લય કરી સૃષ્ટિના નિર્વાહક સંકેતને સિદ્ધ કરે છે.

શ્રેયઃસાધકે વિકૃતિજન્ય ભયને સેવવાનું કારણ નથી. તેમને સર્વોત્તમ સદ્‌ગુરુશ્રીથી દીક્ષા મળેલી હોય છે; તેમના મંત્રમાં વાચકબલ ભરેલું હોય છે; મંત્રદેવતા વાચ્યબલથી ભરેલી છે. તેમણે આ ત્રિપુટીની શક્તિનો અથવા બલનો એકીકરણનો યોગ સાધવાનો છે; અને તેની સિદ્ધિ આ જન્મમાં જ અનુભવવાની છે. પ્રયોગથી જ તેમના સાધનના બલની અને ખરાપણાની સાબીતી કરવાની છે-તેમની સાબીતી તેમના જીવનમાં જોવાની છે.

મંત્ર, મંત્રગુરુ અને મંત્રદેવતાની અનુક્રમે ત્રણ વાચકશક્તિ સ્ફોરકશક્તિ અને વાચ્યશક્તિનું ઉત્થાન કરવાના વિધિનું જ્ઞાન જપમાર્ગનું પરમરહસ્ય મનાય છે. આ વિધિના જ્ઞાનવિના જપમાર્ગ ઇષ્ટફલને પ્રકટ કરી શકતો નથી. દીક્ષાના ક્રમમાં શ્રીસદ્‌ગુરુથી અપાયેલો મંત્ર વાચકશક્તિથી સગર્ભ હોય છે, પરંતુ તે ગર્ભનું પોષણ ન થાય તો વાચકશક્તિ સ્રવી જાય છે. આ વાચકશક્તિની પોષણપ્રક્રિયાને પુરશ્ચરણ કહેવામાં આવે છે. મંત્રની શબ્દબ્રહ્માત્મિકા શક્તિનો સર્વ અંશે સ્ફોટ થવા અર્થે જે સાધન સાધવામાં આવે તેનું નામ પુરશ્ચરણ છે. કૃતપુરશ્ચરણ સાધકને મંત્રદેવતા-અર્થાત્ વાચ્યશક્તિનો સ્ફોટ થવામાં ઘણે ભાગે વિઘ્ન આવતું નથી.

મંત્રની વાચકશક્તિ શ્રીસદ્‌ગુરુની દીક્ષાથી સગર્ભ થયા પછી સાધકે પોતાના દેહનું, નાડીઓનું અને ઇન્દ્રિયોનાં કેન્દ્રનું શોધન કરવાનું હોય છે. દેહશોધનના સાધનને ભૂતશુદ્ધિ કહે છે; નાડીશોધનના સાધનને પ્રાણાયામ કહે છે; ઇન્દ્રિયોના કેન્દ્રના શોધનના સાધનને ન્યાસ કહે છે.

દુધ અથવા ફલનો આહાર કરવો; હવિષ્યાન્નનું ભોજન કરવું અથવા કૃચ્છ્રચાંદ્રાયણાદિ વ્રતવડે સ્થૂલના વિકૃત પરમાણુઓને શોષણ કરવાં; પૃથ્વી ઉપર શય્યા કરાવી; બ્રહ્મચર્ય સેવવું; મંત્રજપવિના અન્ય વાણીનો વ્યાપાર કરવો નહિ; નિત્ય ત્રણ વેળા સ્નાન કરવું, હલકાં વ્યાવહારિક કર્મનો ત્યાગ કરવો; નિત્ય બાહ્ય પૂજા કરવી;

યથાશક્તિ દાન કરવું; નિત્ય પ્રભુના ગુણનું ગાન કરવું, ગુરુદેવતામાં વિશ્વાસ રાખવો ઇત્યાદિ નિયમો દેહની શુદ્ધિ કરનારા છે. આ નિયમો ન પાળનારને મંત્રસિદ્ધિ કરોડો ગાઉ દૂર સમજવી.

આ દેહશોધકવ્રતપાલનસાથે નાડીશોધક પ્રાણાયામનું સેવન કરવું જોઇએ. તે પ્રાણાયામનો ક્રમ ગુરુદ્વારા જાણી લેવો જોઇએ. જેની નાડીશુદ્ધિ થઇ નથી તેની દેહગત ભૂતશુદ્ધિ થયેલી હોય તો પણ વ્યર્થ જાય છે. ભૂતશુદ્ધિનો નિર્વાહક હેતુ નાડીશુદ્ધિ છે. એકવાર ભૂતશુદ્ધિ થયા પછી કેવલ નાડીશુદ્ધિને સેવનાર સાધકને પુનઃ દેહની અશુદ્ધિ થવાનો પ્રસંગ આવતો નથી. પ્રાણાયામ દેહના સર્વ મલને બાળવાનું અમોઘ સાધન છે. જપમાર્ગમાં માત્ર નાડીશોધક પ્રાણાયામની અપેક્ષા છે. બીજા પ્રકાર થાય તો સારૂં છે, પણ જરૂર માત્ર નાડીશોધક પ્રાણાયામની છે.

દેહનાં સ્થૂલ પુટોનો પાક થયા પછી, અને નાડીવ્યૂહના મળ કપાયા પછી નાડીનાં ચક્રોનું શોધન કરવાનું હોય છે. આ શોધનની પ્રક્રિયાને ષટ્ચક્રવેધ અને માતૃકાન્યાસ નામ આપવામાં આવે છે. તેમાં મૂલાધારથી આજ્ઞાચક્રપર્યંતના સૌષુમ્ણ માર્ગના ચક્રોમાં અકારાદિ માતૃકાઓનો વિન્યાસ કરી ચેતનાના પ્રસરણનાં સઘળાં ચક્રો શબ્દબ્રહ્મના વર્ણથી અને નાદથી રંગી ધ્વનિત કરવાં પડે છે. જેમ વીણા સંવાદમાં મૂક્યા પછી સારી રીતે વગાડી શકાય છે તેમ આપણા દેહના મર્મવ્યૂહને ( Nervous System ) ષટ્ચક્રવેધ પુરઃસર કર્યા પછી માતૃકાવિન્યાસની પ્રક્રિયાવડે મંત્રના જપના ધ્વનિના અનુરણનને ચલાવવા લાયક બનાવાય છે. તે વિના જપ માત્ર, મુખમાં રહેલાં વાણીનાં કંઠ ઓષ્ઠાદિ સ્થાનોમાં પ્રકટ થઈ શમી જાયછે. ષટ્ચક્રવેધ, અને માતૃકાવિન્યાસ થયા પછી મંત્રધ્વનિ મૂલાધારથી સહસ્રાર પદ્મપર્યંત અનુરણન પામે છે. જ્યાં સુધી મંત્રનો નાદ મૂલાધારના કેન્દ્રમાંથી સુંસરો ઉત્થિત થઇ મૂર્ધાકાશમાં કુંડલીવિવરમાંથી પેસી અનુરણન કરતો નથી ત્યાં સુધી કેવલ વાચક જપ થાય છે એમ સમજવું. વાણીનાં, મુખમાં રહેલાં કંઠ, તાલુ આદિ સ્થાનોનો પ્રત્યક્ષ ક્ષોભ થયા વિના મંત્ર જપનો ધ્વનિ વિસ્પષ્ટ વર્ણાત્મક દશામાં મૂલાધારમાંથી જાગી મૂર્ધામાં શાંત્યતીત કલામાં શમે ત્યારે જાણવું કે મધ્યમા વાણીનો જપ પશ્યંતી ભૂમિએ ચઢ્યો છે. મંત્રના

વર્ણની, પદની અને વાક્યની વાચક શક્તિ આ ભૂમિકાએ આવ્યા પછી તીવ્રભાવને પામે છે. તે શક્તિ ચાલન પામે છે. જેમ ગર્ભ ત્રીજે માસે માતાના શરીરમાં સ્ફુરણને પામે છે, તેમ વાચક અને મધ્યમા વાણીને વટાવ્યા પછી મંત્રગર્ભ સસ્પંદ બને છે. આ વાચક શક્તિનો સ્પંદ નાડીવ્યૂહમાં મધ્યનાડીમાં-સુષુમ્ણામાં-રમે છે.

આ ભૂમિકા પ્રાપ્ત થતાં વાચક શક્તિ મંત્રદેવતાની વાચ્યશક્તિ-સાથે સંયોગીકરણ પામવાને લાયક બને છે. મંત્રનો શબ્દસમૂહ સ્પંદ-વાળો થઇ વાચ્ય અર્થને પ્રકટ કરે છે. વૈખરીમાં થતા જપનો વાચ્યાર્થ આપણને વ્યાકરણાદિ નિયમથી જણાય છે, પણ તે પરોક્ષ હોય છે; અપરોક્ષ સ્ફુરણ મનોમય જપમાં-પશ્યંતી વાણીમાં થાય છે. મંત્રની ઇષ્ટદેવતા વર્ણમય તનુ ધારણ કરી સ્ફુટ થાય છે. અભિધાન અને અભિધેય શક્તિ અથવા વાચક વાચ્યશકિત-યોગને પામતાં મંત્રનો ઇષ્ટ અર્થ કરામલકવત્ સાધકને અનુભવાય છે. જેમ દીવાસળીને પેટીના રજકણવાળા ભાગઉપર આપણે ઘસીને અગ્નિ પ્રદીપ્ત કરીએ છીએ તેમ આ ઉભય શકિતના યોગથી મંત્રની દેવતા જાગે છે. કેટ-લીક વખત આપણે બે ત્રણવાર દીવાસળી ઘસવી પડે છે; અગ્નિ જણાતો નથી; પણ પરિણામે દીવાસળીમાં ગંધકનું બળ હોય; રજકણનો પટ ભીંજાયેલો ન હોય; અને આપણે તાલાવેલી કરી દીવાસળી ભાંગીએ નહિ તો અગ્નિ પ્રકટ થયા વિના રહેતો નથી; તેમ વાચક અને ઉપાંશુ જપને વટાવ્યા પછી ( એટલે ઉદાહરણમાં દીવાસળીને પેટી બહાર કાઢી ઘસવાના ક્રમમાં મૂકાયા પછી ), વાચક અને વાચ્ય શકિતનો યોગ અને ધ્યાનજન્ય ઘર્ષણ કુશલતાથી વૃત્તિવિચ્છેદ કર્યા વિના કરવામાં આવે તો મંત્રદેવતાનો સાક્ષાત્કાર થયા વિના રહેતો નથી. ઘણાએ માનસશાસ્ત્રના અને મંત્રશાસ્ત્રના રહસ્યને નહિ જાણનારા કદાચ આ ક્રમને મનોરાજ્ય કહે તો તેમ કહેવા તે સ્વતંત્ર છે, ઘરમાં દીવાસળી સળગાવનાર અને દેવને દીપક કરી પોતાનું કામ કરનાર કંઈ હોળી પ્રકટાવી નગારાં વગડાવી લોક ભેગા કરતો નથી. તેમ મંત્રજાપીનો મંત્રદેવતાનો સાક્ષાત્કાર આંતર અનુભવરૂપ અને તે સાથે **પ્રમારૂપ** છે, જ્યારે મનોરાજ્ય કેવલ માનસ અનુભવ છે. પણ તેમાં પ્રમાત્વ નથી અર્થાત્ તે અર્થાનુસારી નથી; ત્યારે મંત્રદેવનો સાક્ષા-ત્કાર માનસ અનુભવરૂપ છે એટલું જ નહિ પણ પ્રમારૂપ છે. કારણ

કે તેના આપેલા વરવડે સાધકના ઇષ્ટાર્થ સિદ્ધ થયેલા તે સાધક અનુભવે છે. તે મંત્રસિદ્ધિનું ઉત્તમ સાધક પ્રદર્શન કરતો નથી. જેઓ પ્રદર્શન કરે છે તે કાં તો ભ્રાન્ત દર્શનવાળા હોય છે, અથવા ઠગારા હોય છે; અથવા આગીઆનો ચમકાટ થોડો સમય ચમકી શમી જાય છે તેમ ક્ષુદ્રસિદ્ધિ શમી જાય છે. મારા સદ્ગુરુશ્રીએ એક હનુમાન્‌ના ઉપાસકનો મંત્રસિદ્ધિનો ચમત્કાર પોતાના અનુભવનો કહેલો મને હજુ પણ સ્મરણમાં છે. તે ઉપાસકને ઉપાસનાના ફલતરીકે માત્ર તે તે દિવસના યોગક્ષેમનું વહન થાય એટલું જ ધન મળે એવો વર મળ્યો હતો. તે ઉપાસકની દીકરીને સાસરે વળાવવાના પ્રસંગે પાસે કોડી નહિ હોવાથી પ્રાતઃકાલે તેણે ઉપાસ્યનું સ્મરણ કર્યું; અમુક રકમની ઇચ્છા કરી; અને દસ અગીઆર વાગતાં એક અજાણ્યો મનુષ્ય હનુમાન્‌ના જપ કરવાનું કહી ગયો અને અગાઉથી દક્ષિણા મૂકી ગયો અને તે તેણે સંકલ્પ કર્યા જેટલી જ રકમ હતી. આ પ્રસંગનાં ખરાપણા બાબત શંકા હોવી સંભવતી નથી. પ્રસંગ ક્ષુદ્ર છે; સિદ્ધિ ક્ષુદ્ર છે; ઉપાસના ક્ષુદ્ર હતી પરંતુ તેમાં પ્રવર્તતો નિયમ બળવાન્ છે, જેઓ મંત્રમાર્ગમાં આગળ વધ્યા છે તેમના અનુભવો પગલે પગલે મંત્રમાહાત્મ્યની ખાત્રી પૂરશે.

જપમાર્ગ પ્રેયઃસિદ્ધિને અર્થાત ભોગપ્રાપ્તિને અર્થે નિર્માણ થયો નથી; શ્રેયઃસિદ્ધિને અર્થે અર્થાત્ મોક્ષને પ્રકટ કરવા અર્થે વસ્તુતઃ પ્રભુએ નિર્માણ કર્યો છે. પરંતુ ભોગ મોક્ષ—ઉભયને સિદ્ધ કરાવનાર આ માર્ગ પોતાની અદ્ભુત પ્રતિષ્ઠાને કેવલ વિચારમાર્ગ અથવા કેવલ ક્રિયામાર્ગ આગળ રજુ કરે છે. આ માર્ગ કેવલ નિર્વિકલ્પ સ્વારાજ્યનો અથવા કેવલ અણિમાદિ સિદ્ધિનો નથી; પણ યોગ ક્ષેમનો નિર્વાહક, સવિકલ્પ સમાધિબલવાળો, અને નિર્વિકલ્પ ભૂમિકાને જાગ્રત્ કરનારો હોવાથી અનાદિ કાલથી આજસુધી વંદનીય થયો છે.

જપમાર્ગમાં પ્રવેશ કરેલા સાધકે ભૂતશુદ્ધિ, નાડીશુદ્ધિ અને ચક્રશુદ્ધિ, ઉપર બતાવેલાં આહારાદિ બાહ્ય નિયમો, પ્રાણાયામ, ષટ્ચક્રવેધ અને માતૃકાન્યાસ વગેરે બહિરંગ સાધનવડે મેળવ્યા પછી પશ્યંતી અને પરાવાણીમાં થતાં અંતરંગ સાધનોને સેવવાનાં હોય છે. વાચકશક્તિ અને વાચ્યશક્તિનો યોગ થયા પછી અર્થાત્ મંત્રની વૈખરી અને મધ્યમા વાણીમાં પદ—વાક્ય—ભૂમિકા વટાવ્યા પછી મંત્ર વર્ણા-

ધ્વામાં પડે છે. તે અધ્વામાં મંત્રનો નાદબ્રહ્મ શક્તિચક્રોમાં વર્ણપ્રતીતિરૂપે જાગ્રત્ થાય છે. મંત્રનો નાદ વર્ણરૂપ પ્રતીક (Symbol) ને અનુસાર ઉત્થાન પામે છે, અને વાણીનાં બાહ્ય કંઠ, ઓષ્ઠાદિ અવયવોપર્યંત તે નાદનો સ્વર પહોંચતો નથી. મણિપુર ચક્રમાં તથા અનાહત ચક્રમાં અનુરણનરૂપે અનુભવાય છે. શબ્દબ્રહ્મનું વહન કરનારી વાગ્દેવીની વીણા વાગે છે, સુર નીકળે છે, પણ તે અનુરણન બાહ્ય કાન સાંભળી શકતો નથી; સાધકનો આંતરકાન તે મંત્ર સ્વરના ઉત્થાન અને અનુરણનને સાંભળે છે. આ પશ્યંતી વાણીમાં થતા જપધ્વનિને શ્રવણ કરવામાં મનોવૃત્તિ જ્યારે ગુંથાય છે, ત્યારે **નાદાનુસંધાન** થાય છે, આ નાદાનુસંધાનવડે મંત્રની વાચ્યશક્તિ અધિક સ્ફુટ થાય છે; અને મંત્રદેવના લક્ષ્ય સ્વરૂપને વૃત્તિ વળગતી થાય છે. વાચ્ય પ્રદેશ વટાવી લક્ષ્યપ્રદેશમાં મતિ રમતી થાય છે. ઉદાહરણ તરીકે જો **ૐ નમઃશિવાય**—નામનો શિવતત્ત્વવિમર્શિની નામની વિદ્યાનો મંત્ર, સાધક જપતો હોય તો આ ભૂમિકામાં મંત્રદેવ વાચ્યાર્થરૂપે વૃષભારૂઢ, ચંદ્રકલાધારી, મહાદેવરૂપે ચિંતવાતા નથી, પરંતુ ધર્મારૂઢ, મૃતરસધારી, કલ્યાણગુણનિકેતન **લક્ષ્ય** શિવરૂપે જણાય છે, સગુણ નિરાકાર ઉપાસનાની સિદ્ધિ પશ્યંતી જપ જાપીને પ્રકટ થાયછે.

મંત્રની વાચકશક્તિ લક્ષણાશક્તિમાં પશ્યંતી વાણીમાં જપાતા જપમાં લીન થાય છે, અને તે સાથે મંત્રદેવતાનું વાચ્યરૂપ પલટાઈ લક્ષ્યરૂપ પ્રકટે છે. મંત્રનો નાદ, સાધકના અનુસંધાનનો આલંબન બની, મંત્રના વર્ણ, પદ, અને વાક્યના અધ્વા અથવા ભૂમિકાઓને લય પમાડે છે, અને કેવલ મંત્રનો ધ્વનિ શાંત્યતીત કલાએ પહોંચે છે. નાદ જ્યારે શાંત્યતીત કલાએ પહોંચે છે, ત્યારે મંત્રદેવતા પણ સ્વયંપ્રકાશ પ્રમેયરૂપે ઝળકે છે. ગ્રાહ્ય ગ્રાહક અને ગ્રહણ—અથવા વાચ્ય, વાચક અને વાક્—અથવા લક્ષ્ય લક્ષક અને લક્ષણા—ઇત્યાદિ ત્રિપુટી શમી મંત્ર પરાવાણીમાં દેવતારૂપે શમે છે. જેમ પ્રથમ ધૂણીવાળો અગ્નિ હોય; પછી ધૂમ બંધ થતાં કાષ્ઠ સળગે; પછી કાષ્ઠ સળગતા અગ્નિરૂપે ભડકાવાળું રહે; અને છેવટે ભડકા વિનાનો પ્રશાંત દીપ્તિવાળો અગ્નિ શેષ રહે, તેમ પદવાક્યની ધૂણીથી ધૂમાયેલો વૈખરી અને મધ્યમાનો જપાત્મક અગ્નિ, પશ્યંતીમાં વર્ણમયી વૃત્તિના કાષ્ઠને વળગી; પરામાં નિરિન્ધન અગ્નિવત્ ઝળકે છે.

મંત્રની આ પ્રમાણે ત્રણ ભૂમિકા વેદ્યભાવવાળી; તુરીય અથવા ચોથી ભૂમિકા મંત્ર દેવતાના વાસ્તવ સગુણ સ્વરૂપને પ્રકટ કરનારી; અને તુરીયાતીત ભૂમિકા નિર્વિકલ્પરૂપે ક્રમશઃ જાગ્રત્ થાય છે.

ઉદાહરણરૂપે લીધેલો **નમઃશિવાય** નામનો શિવપંચાક્ષરી મંત્ર સપ્રણવ શિવતત્ત્વવિમર્શિનીવિદ્યા કહેવાય છે, અને તેની ઉપર વર્ણવેલી ભૂમિકાઓ સમજવાથી પ્રત્યેક સાધકને પોતપોતાના ઇષ્ટમંત્રના રહસ્યનો વિવેક કરવાનું બની આવશે.

પ્રથમ દીક્ષામાં મળેલો ઉપરનો મંત્ર બાહ્ય આહારાદિ નિયમોવડે ભૂતશુદ્ધિ, નાડીશુદ્ધિ અને ચક્રશુદ્ધિ સેવાયા પછી જપ કરનાર પુરશ્ચરણની રીતિએ પાંચ લાખ વૈખરી અને પાંચ લાખ મધ્યમામાં જપે, અને તે સાથે સદાશિવના સ્થૂલ લીલામય મૂર્તિનું બાહ્ય યજન અને અગ્નિમાં દશાંશ હોમ અને બ્રાહ્મણભોજન યથાશક્તિ કર્યા પછી ઉંચા અધિકારને મેળવે. પાશુપત વ્રત અથવા જાબાલવ્રત, અથવા શિરોવ્રતને ભસ્મરુદ્રાક્ષાદિ બાહ્ય શિવાભિમાનને જાગ્રત્ રાખે તેવાં ચિહ્નસહિત ધારણ કરે. ઉપાસ્ય સદાશિવનાં આશુતોષાદિ સહસ્ર નામના ગુણોનું અખંડ અનુસંધાન કરી પોતાના સ્થૂલમાં તે પ્રકટાવે; અને રુદ્રની પોતે પ્રત્યક્ષ મૂર્તિ છે તેવા અહંતાવેશને ધારણ કરે. સદાશિવની સઘળી લીલાઓના રહસ્યને સમજતો થાય. કૃતપુરશ્ચરણ પંચાક્ષરી જપનો જપનારો ઉપરના સઘળા નિયમો પાળે તો શિવવસ્તુના **સદ્યોજાત** રૂપને અર્થાત સૂકા લાકડામાં અગ્નિ ઝડપથી સળગે તેમ પ્રકટ થતા શિવસ્વરૂપને સર્વ સ્થૂલોમાં તે જોતો થાય છે. જે રૂપ સદ્ય સર્વ સ્થૂલમાં જણાય તે રૂપ **વામદેવ** રૂપે એટલે સૂક્ષ્મ રમ્ય રૂપમાં પણ જણાતું થાય છે. શિવનું સ્થૂલ સદ્યોજાતરૂપ અને સૂક્ષ્મ વામદેવરૂપ વાચક અને ઉપાંશુ જપના ધ્યેયરૂપ છે. બંને રૂપ મૂર્ત છે, માત્ર એક સ્થૂલ અવયવોવાળું છે; અને બીજું સૂક્ષ્મ રમ્ય અવયવવાળું છે. આ કારણથી સદ્યોજાત બાણરૂપ અને વામદેવ પીઠરૂપ સમજી બાહ્ય પૂજનમાં એક લિંગતરીકે અને બીજું યોનિતરીકે મૂકાય છે. સદ્ય સ્ફુરતું **સદ્યોજાત** રૂપ રમ્ય **વામદેવ** પીઠમાં ગોઠવાયેલું છે. જેમ વિષ્ણુનું વામનાવતારમાં વામનરૂપ પુનઃ ત્રિવિક્રમરૂપે ભવ્ય બન્યું હતું, તેમ શિવનું આ વામદેવરૂપ **અઘોર** રૂપ તથા **ઘોર** રૂપ ધારણ કરી ભવ્યાભવ્ય બને છે. શિવનું આ ત્રીજું રૂપ ભયનું અને પ્રેમનું અધિકારપરત્વે પ્રેરક હોય છે. આથી શિવના સ્વરૂપમાં વિરોધી ધર્મોવડે ઘણા અનધિકારીને વ્યામોહ થાયછે.

આ વ્યામોહ મનોમય જપ કરનાર સાધકને પશ્યંતી વાણીમાં શમે છે. શિવનું અજ્ઞાનીપ્રતિનું ઘોરરૂપ અને જ્ઞાનીપ્રતિનું અઘોરરૂપ ત્રીજી ભૂમિકામાં જણાય છે. મંત્ર ત્રીજી પદ્વીએ વર્ણપ્રતીતિરૂપે ચઢયા પછી આ સ્થિતિ અનુભવમાં આવે છે. પુનઃ જપના પ્રકર્ષવડે શિવનું મૂર્તામૂર્ત સ્વરૂપ અમૂર્ત **તત્પુરુષ**રૂપે પરાવાણીમાં આવિર્ભાવ પામે છે. આ પ્રતીતીમાં અર્ધમાતૃકા હોય છે, કેમકે મંત્રના વર્ણ નાદબ્રહ્મમાં જેમ વિદ્યુતનો લીસોટો આકાશપટમાં લય પામતો જણાય તેમ બિંદુભાવ પામતા જણાય છે. આ અર્ધમાતૃકાને મંત્રનો **અપર-બિંદુ** કહે છે. શિવતત્ત્વ ક્રમશઃ મૂર્તતર, મૂર્ત, મૂર્તામૂર્ત, અને અમૂત ભૂમિકાથી હવે પરભાવને પામે છે. મંત્રની દેવતાનું વાસ્તવ સ્વરૂપ સાધકના અંતરાત્મારૂપે **ઈશાન**ભાવે સ્ફુરે છે. આ પ્રતીતિને સિદ્ધ સ્ફુરણ નામ આપવામાં આવે છે. આ સ્ફુરણ વસ્તુના સ્વરૂપને સ્પર્શ કરતું હોવાથી તેમ ઉપાસ્યઉપાસકભાવ વિદ્યમાન હોય ત્યાં સુધી સ્થિર હોવાથી સિદ્ધપદ કહેવાય છે, અને તે પદના સાક્ષાત્કાર પછી **શિવતત્ત્વ**નો યથાર્થ પ્રકાશ થાય છે. સર્વ વિદ્યાનો, સર્વ ભૂતોનો અધિપતિ ઉપાસક બને છે, અને મંત્રચક્રેશ્વર ગણાય છે. ઉપાસ્યનું પર, અમૂર્ત, મૂર્તામૂર્ત, મૂર્ત, મૂર્તતર એવું પાંચ પ્રકારનું સ્વરૂપ પંચાક્ષરી વિદ્યાના સેવન કરનારને કરામલકવત્ સમજાયા પછી ઉપાસ્યના ગુણધર્મ પ્રથમ જે આવેશરૂપે સ્વીકારાયા હતા તે સ્વયં સિદ્ધ અલંકારવત્ અનુસરે છે. આવા સિદ્ધ ઉપાસક ખરી રીતે પંચાક્ષરી વિદ્યાની દીક્ષા આપનાર પૂર્ણાભિષેકવાળા ગુરુ થઇ શકે છે. ઇતર માત્ર રાખોડી ચોળી બાવા બનાવી શકે છે.

એક જ લોકપ્રસિદ્ધ મંત્રનું જપમાર્ગનું રહસ્ય સમજવા પુરતું આ વિવરણ છે. પ્રત્યેક સાધકને મળેલો ઇષ્ટમંત્ર, તે તે દેવતાને એ જ ન્યાયે જપમાર્ગની સિદ્ધિએ પ્રકટ કરી શકે છે, અને ઉપાસકને ઉપાસ્યાકાર બનાવે છે. મંત્ર અથવા વિદ્યા ભિન્નભિન્ન હોય; અધિકાર જપમાર્ગને અનુસરનારનો ન્યૂનાધિક હોય; પણ દીક્ષા આપનાર ગુરુ સિદ્ધ હોય અને સાધનશ્રેણી ઉપરના ક્રમથી સાધે તો મંત્રસિદ્ધિ અને દેવતાસાક્ષાત્કાર ઉપરના મંત્રસ્ફોટના સિદ્ધ નિયમપ્રમાણે જ થાય છે. જેવો મંત્ર, જેવો અધિકાર, જેવા ઉપાસ્યદેવ તેવું મંત્રસિદ્ધિનું ફલ હોય છે. તેથી ક્ષુદ્ર મંત્ર જપનારને ક્ષુદ્ર ફલ મળે તેથી વિચારમાર્ગના પંડિતોએ તે માર્ગની અવગણના કરવા

જેવી નથી. ૐ **इत्येवं ध्यायथ आत्मानं स्वस्तिवः पाराय तमसः परस्तात्** એ શ્રુતિ પ્રણવજપને ધ્યાનવડે અવિદ્યાથી પર જવાના કલ્યાણમાર્ગતરીકે ડિંડિમ વગાડી જણુવે છે. પ્રણવના સ્પર્શવિના કોને બ્રહ્મવિદ્યા પ્રાપ્ત થઇ છે? પ્રણવના સ્ફોટમાં જ બ્રહ્મવિદ્યા છે. કેવલ અવાન્તર વાકય અને મહા વાકયના શ્રવણમાત્રથી બ્રહ્મવિદ્યા પ્રકટ થતી નથી. પ્રણવ જ રહસ્યમહાવાકય અથવા ગોપ્ય અર્થનો વહન કરનાર ગંભીર મંત્ર છે; એના આશ્રયવિના કોઇને શ્રેયઃસિદ્ધિ થઈ હોય એમ શાસ્ત્ર કહેતું નથી; અનુભવ પણ વિદ્વાનોનો તેવી સાખ પૂરે છે, તો કયો બુદ્ધિમાન્ સાધક જપમાર્ગની અવગણના કરી કૃત-કૃત્ય થવા ઇચ્છા રાખે?

ઘણા વેદાન્તશાસ્ત્રના વિદ્વાનો નિગમનો આગમસાથેનો સંબંધ જાણ્યા વિના માત્ર જીવ, ઈશ્વર અને વિશ્વસંબંધમાં શાસ્ત્રાનુસાર સંભાવનાઓ રચે છે. પણ આગમની પ્રયોગશાલામાં કામ કર્યા વિના તે સંભાવનાઓના ખરાપણાનો તેમનો અધ્યાત્મનિશ્ચય થતો નથી. વ્યવહારમાં વિજ્ઞાનનાં પુસ્તકોના વાચનમાત્રથી વિજ્ઞાનનું પ્રાવીણ્ય પ્રકટ થતું નથી; પરંતુ નિરીક્ષણ અને પ્રયોગવડે જ પ્રાવીણ્ય પ્રકટ થાય છે. તેમ વેદના નિગમાંશવડે મેળવેલી જ્ઞાનસામગ્રી આગમની પ્રયોગશાળામાં તપાસાય અને ઉપયોગ થાય તો જ વાસ્તવ શ્રેયસને સાધનારી થાય છે. **मांडूक्य** ઉપનિષદ્ પ્રણવમંત્રની આગમશાળા છે. તેવી રીતે શ્રીગુરુએ આપેલી દીક્ષાના મૂલમંત્રની આગમગમ્ય પ્રયોગ-શાલા હોય છે, અને તે પ્રયોગશાલામાં ગુરુ માત્ર ઘણે ભાગે તટસ્થ રહી ઉપદેશ આપે છે, અને શિષ્યને પોતાને હાથે પ્રયોગશાળામાં કામ કરાવે છે, અને વિદ્યાના રહસ્યની પ્રયોગના અવધિએ તેને ખાત્રી કરાવી આપે છે. જેઓને નિગમની વિચારભૂમિમાંથી આગમની આચારભૂમિમાં જવું નથી તેમને વિદ્યાના પ્રયોગો ઘણે ભાગે પરોક્ષ રહે છે; અપરોક્ષ પ્રત્યયરૂપ થતાં નથી. આગમની પ્રયોગશાળામાં જ વિદ્યાનાં રહસ્યો અપરોક્ષ થાય છે. કેવલ વિચારમાર્ગના શાસ્ત્રોનું અધ્યયન કરનારા **ज्ञानादेव तु कैवल्यम्** માનનારા આ પ્રયોગશાળા-માં જવાની જરૂર માનતા નથી. માનવું ન માનવું એમાં વૃત્તિનું સ્વાતંત્ર્ય છે. જેમને તેવા જ્ઞાનમાત્રથી કૈવલ્ય સિદ્ધ થયું હોય તેમને મારે કહેવાનું રહેતું જ નથી; માત્ર તેમને પૂછવું કે આ સિદ્ધ પદ તેમને ચિત્તમાં પ્રમેયોના મનનનિદિધ્યાસનાદિ પ્રયોગવિના પ્રાપ્ત

થયું હતું કે શ્રવણમાત્રથી થયું હતું ? સિદ્ધ પુરુષો તમને જવાબ નહિ દે; પણ સિદ્ધનું પૂર્વજીવન તમે તપાસશો તો તમને સ્પષ્ટ જણાશે કે તેમણે કોઇ ગુરુની દૃષ્ટિતળે પ્રયોગશાળામાં સાધનોવડે પ્રયોગ કરી **ज्ञानादेव तु कैवल्यम्** પામ્યા છે. કૈવલ્ય જ્ઞાનમાત્રથી જ છે. તેમાં વિવાદ નથી; પણ તે જ્ઞાન પરોક્ષ કે અપરોક્ષ એ જ પ્રશ્ન છે. પરોક્ષથી કૈવલ્ય નથી; અપરોક્ષથી છે. આ અપરોક્ષ જ્ઞાન બ્રહ્માત્મ-સાક્ષાત્કારરૂપ મહાવાકય અથવા પ્રણવાદિ રહસ્યશબ્દના સ્ફોટ-વિના થતું જ નથી એ કહેવાનો મારો આશય છે. આ વિદ્યાનો સ્ફોટ ગુરુની દૃષ્ટિતળે ચાલતી આગમની પ્રયોગશાળામાં જ થઇ શકે છે. નીચેનો ઋગ્ મંત્ર વિદ્યાના આ પ્રયોગગમ્ય મર્મને ધ્વનિવડે જણાવે છે:—

**उतत्वः पश्यन्नददर्शवाचम्**
**उतत्वः श्रृण्वन्नश्रृणोत्येनाम् ।**
**उतोऽत्वस्मै तन्वं विसस्रे**
**जायेव पत्ये उशतीसुवासाः ॥**

**ભાવાર્થ**:—વિદ્યાદેવીને કેટલાક આંખોવડે જોવા જાય છે પણ દેખી શકતા નથી; કેટલાક તેને શબ્દમય સાંભળે છે પણ તેના ખરા સૂરને સાંભળી શકતા નથી. કોઇ કુશલ નેત્રવાળા અને શ્રવણવાળાને તે દેવી પોતાના શરીરને, જેમ સુંદર વસ્ત્રવાળી અને પ્રકાશવાળી પત્ની પોતાના પતિને શરણ થાય તેમ સોંપી દે છે.

વેદાધ્યયન કરનારા જૂની ઘરેડના "શુકલો" અને અધ્યયનને બાજુઉપર મૂકી માત્ર અર્થના મહિમાને ગાનારા નવા જમાનાના "યુનિવર્સિટી પંડિતો" બ્રહ્મવિદ્યાના સુંદર સ્વરૂપને શબ્દદ્વારા તેમ અર્થદ્વારા—કર્ણદ્વારા અથવા નેત્રદ્વારા—અનુભવી શકતા નથી. તેમના કાનમાં અને નેત્રમાં જ દોષ છે; દેવીનું સર્વાંગ સુંદર તનુ રમતું જ છે. પણ તે આ બંનેને જણાતું નથી. સંગીતશાસ્ત્રવડે નહિ કેળવાયલા કાનથી, અને સૌન્દર્યશાસ્ત્રવડે નહિ કેળવાયલા નેત્રથી સંગીતનો રસ અને સૌંદર્યનો રસ ન અનુભવાય તેમાં શું દોષ સંગીતનો કે પર્વતાદિ સુંદર સામગ્રીનો ગણવો કે અસંસ્કૃત કાન અને નેત્રનો ગણવો ?

મને સ્પષ્ટ જણાય છે કે બ્રહ્મવિદ્યાને મેળવવા તાલાવેલી કરનારા ઘણાખરા જૂની ઘરેડના બ્રાહ્મણો અને નવી 'યુનીવર્સીટિની ઘરેડના પંડિતોમાં કાનની અને આંખની કેળવણી અથવા સંસ્કાર નથી. આ સંસ્કારની શાળા આગમમાં છે, અને તે તત્ત્વજ્ઞ સદ્દગુરુશ્રીની દેખરેખનીચે ચાલે છે. જૂની ઘરેડની બ્રાહ્મણોએ સ્વાધ્યાયસાથે અર્થને સમજવા મહેનત કરવી જોઇએ; નવા પંડિતોએ આગમની પ્રયોગશાળામાં મંત્રજપની ફોર્મ્યુલાવડે પ્રયોગો કરવા જોઇએ. આ શોધકવૃત્તિ (research) વિના કેવલ શબ્દજાલ અથવા કેવલ પાંડિત્ય બ્રહ્મવિદ્યાના સ્વરૂપને સ્વાધીન બનાવી શકતું નથી. ભવભૂતિ કવિની પેઠે **વાગ્ વશ્યેવાનુવર્તતે**–શબ્દબ્રહ્મમયી દેવી આપણે વશ વર્તવી જોઇએ. તે વસ્તુતઃ આપણા વાસ્તવ એક જ આત્માની–એક જ તત્વની–સનાતન "સની" નામની પત્ની છે. પણ આપણે "અવિદ્યારૂપ" બીજી સ્ત્રીને વશ વર્તીએ છીએ એટલે જ્યાં સુધી આપણે શુદ્ધ પતિરૂપ અર્થાત્ સદાશિવરૂપ ન બનીએ ત્યાં સુધી તે અલગ રહે છે. આપણે આપણું અવિદ્યાકલુષિત રૂપ બદલવાનું છે: આપણા વાસ્તવ ઊર્ધ્વ ભાવને પ્રકટ કરી ઉંચે લઈ જનારી વિદ્યાને જ સાચી "પત્ની" ( પતિને ઉંચે લઇ જાય છે માટે **પત્ની** ) તરીકે ઓળખવાની છે. આ શક્તિયોગવિના આપણે નિર્બલ રહ્યા છીએ.

મંત્રની ઇષ્ટદેવતા–શબ્દબ્રહ્મમયી "સતી"–આપણા અવિદ્યાના મેલા સંગને છોડવી નવનવા કલ્યાણમય સ્વરૂપને ઘડાવે છે. પ્રત્યક્ષ સ્થૂલ શરીર અવિદ્યા અને તેના પરિણામરૂપ કામ કર્માદિવડે ઘડાય છે; તે પડે છે પુનઃ તે ગણિકા બીજા છંદમાં આપણને મૂકી જેમ સોની એક ઘાટ ભાગી બીજો ઘાટ કરી નવો દાગીનો દેખાડે અને અંદરથી સુવર્ણ ચોરી લે તેમ નવા નવા સ્થૂલશરીરને ઘડી અંદરનું અધ્યાત્મબલ હરી લે છે. આ અવિદ્યાની જાલમાં ફસાયેલા પતિનો ઉદ્ધાર કરવા "બ્રહ્મમયી" દેવી સતીરૂપે જાગે છે. તે ઉંચે નિવાસ કરી રહી છે. "પર" ભૂમિકામાં રહે છે; પ્રસંગે તમારી સાથે "કુલકુંડ" માં નીચે આવે છે; ઉંચે ષટ્ચક્રમાં થઇ લઇ જાય છે, પણ પતંગની દોરી અવિદ્યાના હાથમાં હોવાથી તમે નીચે પડો છો. અવિદ્યાનો હાથ કપાતાં પતિરૂપ પતંગને "બ્રહ્મમયી" દેવી પોતાને અધીન બનાવી છટકવા દેતી નથી. આ "બ્રહ્મમયી" ની ચેષ્ટા

સદા ચાલ્યાં જ કરે છે; પણ સહૃદય કવિની દૃષ્ટિ જ તે ચેષ્ટા જોઈ શકે છે. શ્રુતિ કહે છે કેઃ—

**पतंगमक्तमसुरस्य मायया हृदापश्यन्ति मनसा विपश्चितः ।**
**समुद्रेऽन्तः कवयो विचक्षते मरीचीनां पदमिच्छन्ति वेधसः ॥**
**पतंगो वाचं मनसा बिभर्ति तां गन्धर्वोऽवदत् गर्भेऽन्तः ।**
**तां द्योतानां मनीषामृतस्य पदे कवयो नियान्ति ॥**

**( ऋग्वेद )**

અજ્ઞાનરૂપ અસુરની માયાના ત્રણ રંગથી રંગાયેલા જીવરૂપ પતંગને બુદ્ધિમાનો સૂક્ષ્મ બુદ્ધિવડે હૃદયમાં જુએ છે. હૃદયગુહાના ચિદાકાશરૂપ સમુદ્રમાં તે પતંગની છાયા પડે છે, અને તે છાયાવડે પતંગના સાચા આ તપરૂપ આત્માને કિરણોનાં સૂત્રો ક્યાંથી નીકળે છે તે તરફ નજર નાંખી કવિઓ શોધે છે. જીવપતંગે ઉડતાં ઉડતાં મનમાં મંત્રાત્મિકા વાગ્દેવીને પકડી છે તેના ધ્વનિબલથી અંતરિક્ષ સમુદ્રમાં રહેલો "વેન"—**રમણીય** હિરણ્યગર્ભ—નામનો ગંધર્વ તે વાગરૂપ અપ્સરાને ( અંતરિક્ષ જલમાં રમતી **अप्सरा** ) પ્રેરણાનો વેગ આપે છે. અપ્સરાએ પતંગનો મેલો રંગ બદલી નાંખ્યો; તેને પોતામય બનાવ્યો અર્થાત્ શુભ્ર તેજસ્વી બનાવ્યો અને પોતે તેની સાથે પરમાત્મતત્ત્વમાં ( **विष्णोस्तत्परमं पदम्** ) લઈ સુવાડયો—આવું રમ્ય કવિઓનું દર્શન છે.

આ મંત્રોમાં આગમની પ્રયોગશાળાનો સઘળો ક્રમ છે. જીવને પતંગની ઉપમા મંત્રદ્રષ્ટાએ આપી છે, કારણ કે તે પોતે જ પોતાના શરીરને ઘડે છે. પતંગીયું પ્રથમ કીડાજેવું હોય છે; પ્રથમ ભૂમિઉપર આળોટતું હોય છે; તેનો ઉંચે જવાનો વેગ તેના શરીરના ઘાટને બદલે છે; તે પૃથ્વીઉપર પડી રહેવા માગતું નથી; તેના બળવાન્ વેગથી તે પોતાના આંતર સ્વરૂપને ઉંડા ઉતરી શોધે છે; તેના સ્થૂલ શરીરનાં અણુઓ કોશેટાનું રૂપ પકડે છે; તે કોશેટામાં પડી રહે છે; ઝાડની ડાળીએ વળગી રહે છે; મૃતજેવો જણાય છે; આશયનો પરિપાક થતાં કોશેટો ફુટે છે; પતંગ બહાર નીકળે છે; પોતાના પૂર્વ-

ના જડ દેહને જોઇ આશ્ચર્ય પામે છે; પણ તેને જણાય છે કે પોતાનું હલકું સુંદર રૂપ થયું છે; પણ "ત્રિગુણ" થી રંગાયેલું છે. આમ તેમ સર્વત્ર ઉઠે છે; જ્યાં ત્યાંથી મધુર રસ ચૂસે છે; પુનઃ અવિદ્યાની જાલમાં ફસાય છે. તેવામાં તેને કોઈ આકાશવાણી ઉંચે બોલાવે છે. તે પૃથ્વીના વનસ્પતિના પુષ્પરસને મૂકી તે ધ્વનિબલથી ઉંચે ઉડે છે. તે ધ્વનિનું અનુસંધાન કરે છે, અને વિચાર કરે છે કે અવાજ ક્યાંથી આવે છે. તેની પત્નીનો આ અવાજ છે. આ સુરના અનુ-સંધાનવડે (**નાદાનુસંધાન**) આ પતંગનું યુગલ અંતરિક્ષમાં ઘુમે છે. પૃથ્વીનાં પુષ્પો મૂલ પતંગને નીચે ખેંચવા પ્રયત્ન કરે છે. પણ વાગ્દેવી (મંત્રની શક્તિ) તેને પોતાના પાશમાંથી ચસકવા દેતી નથી. તેવામાં તે વાગ્દેવી જેને અપ્સરાનું રૂપ આપ્યું છે તેને ગંધર્વની વીણા મદદ આપે છે. આ "વેન" ગંધર્વની વીણા મંત્રના પ્રેરક સદ્ગુરુની વાગે છે. તે મંત્રગુરુ "હિરણ્યગર્ભ" રૂપ છે કેમકે તે બધાના ભીતરમાં સાચા સુવર્ણરૂપે પ્રકાશે છે. અંતરિક્ષમાં ગંધર્વની વીણા વાગે છે; પતંગ અને તેની ગુંજારવ કરતી વાગ્દેવી નર્તન કરતાં કરતાં ઉંચે ચઢે છે. ગંધર્વ નીચે રહ્યો ! ! આ જોડું સ્વર્લોકમાં ગયું ! ! ત્રીજી ભૂમિકા સાધી ઘણું ઉંચું ગયું; મંત્રની વાચ્ય વાચકશક્તિ એ-કાકાર થઇ–પતંગ અને તેની પત્ની એકાકાર બન્યાં–; અનાદિ અને અનંત સિદ્ધપદ–"વિષ્ણુપદ" માં પડ્યાં.

શ્રેયઃસાધકને આ કવિના શ્રૌતદર્શનથી સ્પષ્ટ થશે કે બ્રહ્મવિદ્યા હાલના "ફીલસુફો" ધારે છે તેવી વાંચવાથી અથવા કેવલ ભાષણ સાંભળવાથી, અથવા શ્રવણકર્યાથી પ્રાપ્ત થાય તેમ નથી; પણ મંત્ર-શકિતનો આશ્રય લઇ પતંગરૂપે ચિદાકાશમાં ઉડવાની કલા સાધ્યાથી શ્રેયઃસિદ્ધિ થાય તેમ છે. દેવતાસાક્ષાત્કાર–વિષ્ણુપદપ્રાપ્તિ–કર્યા પછી પતંગ નીચે ઉતરી શકે કે કેમ એ પ્રશ્ન છે. ઉતરવું ન ઉતરવું તેની પોતાની સ્વતંત્રતાઉપર છે. જો ઉતરે છે તો પોતે પોતાના કોઇ લૌ-કિક હિતને આપવા ઉતરતો નથી; પણ પોતે જે ક્રમથી પોતાનો ઉદ્ધાર કર્યો તેનું ભાન પોતાના જેવા બીજા જીવોને કરાવવા તથા તેમને ઉન્નતગામિ કરવા અર્થે ઉતરે છે. આ અવતરણ "સિદ્ધ" ગુરુનું "દિવ્યૌઘમાં" અને "દિવ્યૌઘમાં" થી "માનુષૌઘમાં" થાય છે. આ સિદ્ધપદે જઇ આવેલો પતંગ પહેલાં જેવો નથી; તેને અ-વિદ્યાના રંગ લાગતા નથી; તે કદી પોતાની વાસ્તવ "સતી" થી

છૂટો પડતો નથી; તેનો શિવશક્તિનો યોગ અખંડ જામેલો રહે છે; લોકો તેને સંસારી કહે કે અવધૂત કહે; ગમે તે કહે પણ તે યથાપૂર્વ સંસારી નથી, તેમ ગાંડો અવધૂત પણ નથી; તેના અગમ્ય યોગને તેના સમાન ભૂમિકાનાં પતંગીઆં અથવા ચઢતાં પતંગીઆં કંઇક સમજે છે. આજ સુધીમાં ભૌતિક પતંગીઆં ઉડતાં આપણે અનંતવાર જોયાં હશે પણ આવું રહસ્યદર્શન થયું ન હતું તે ઉપરના મંત્રદષ્ટાને થયેલું તેને આપણે ઉકેલવા પ્રયત્ન કર્યો છે.

બીજી રીતે પણ સિદ્ધ પદમાંથી પતંગ નીચે ઉતરે છે. પણ તે બલવાન્ સિદ્ધના આદેશને અધીન થઇ સંકેત સિદ્ધ કરવા ઉતરે છે. આ પતંગો “ આધિકારિક ” કહેવાય છે. તે સાંકેતિક અધિકારનો નિર્વાહ કરી પુનઃ પોતાના બિંબસ્વરૂપમાં મળી જાય છે. પતંગના ઉડવાના, બિંબમાં શમવાના, પુનઃ અવતરણ કરવાના, ઇતરને સહાયક થવાના આ અગમ્ય માર્ગોને–કિરણજાલની “ પગથીઓને ”– માત્ર સિદ્ધ માંત્રિકો જ જાણે છે. તે સિદ્ધ માંત્રિક જાલમાં ગુંચાતો નથી; ઇતરને ગુંચાવા દેતો નથી. ત્યારે તે શું કરે છે? તે પોતાના સિદ્ધ ભૂમિકાનાં પાંચ બલની સામગ્રીનો સમયાનુસાર પ્રયોગશાળામાં શિષ્યને સહાય આપવા ઉપયોગ કરે છે. પ્રસંગે તે શિષ્યને પોતાનું સ્થૂલ શરીર બદલી માંત્રિક સૂક્ષ્મ તનુ ઘડવાનું શિખવે છે; પ્રસંગે તે તનુને દેવતાના તનુસમાન બનાવવાનું શિખવે છે; પ્રસંગે ધાર્યા પ્રમાણે તે તનુને ટકાવી શકે છે અને તેનાથી સ્થૂલ તનુમાં ઉપયોગી બલ આણી શકે છે; પ્રસંગે સ્થૂલ તનુનાં સઘળાં ઘટકાવયવો બદલાવી જાણે નવો શરીરી ઉત્પન્ન થયો હોય એવો ફેરફાર શિષ્યમાં કરાવે છે; પ્રસંગે તે પ્રયોગશાળામાંથી બહાર નીકળી બાહ્ય ઉપદેશશાલામાં જઇ બેસે છે, અને શિષ્યોને પ્રયોગશાલામાં સ્વતંત્ર કામ કરવા દે છે;; શિષ્યો ગુંચાય છે ત્યારે પુનઃ આવે છે, તેમને પુનઃ અભયવર આપી તેમના વિઘ્નનું નિવારણ કરે છે. આ પ્રમાણે પરમેશ્વરનાં ઉત્પત્તિ, સ્થિતિ, લય, તિરોધાન અને અનુગ્રહ કરવાના પાંચ કૃત્યોને આ સિદ્ધમંત્રગુરુ પોતાદ્વારા પ્રકટ કરે છે. જ્યાં સુધી સિદ્ધ પતંગ થવાયું નથી ત્યાં સુધી આ પ્રયોગ શાળાના “ માનુષીય ” ગુરુની અપેક્ષા છે. જેઓ તેમાં બેદરકાર રહે છે; શુશ્રૂષાપરાયણ રહેતા નથી; કૃતઘ્ન થાય છે તેઓ પ્રયોગ કરવામાં ફસાય છે; પ્રસંગે અવળા સંયોગીકરણવડે અવયવો ખોઇ બેસે છે; આંધળા, પાંગળા થઇ જાય છે; અને દીવાળીની દારૂખાનાની કુચેષ્ટાનાં જેવાં પરિણામ

થાય તેવાં આ વિકૃત–" વૈકલ "–શિષ્યોનાં થાય છે. લોકો માનતા હશે કે શિષ્ય અને શાસ્ત્રનો સંબંધ "ભાકુતી" હશે. આ જમાનો એવો છે કે દરેક વસ્તુની કીમત " ખડખડતા " અર્થથી અંકાય છે પણ અધ્યાત્મશાસ્ત્ર નિગમવીથીમાં તેમ આગમવીથીમાં " ખડખડતા " ની કિમત વસ્તુતઃ નથી. તેના બજારમાં બીજા પ્રકારના બદલાની અપેક્ષા છે. નીચેનાં લક્ષણોવાળા શિષ્યને ગુરુ માગે છેઃ—

**शिष्यः कुलीनः शुद्धात्मा पुरुषार्थपरायणः**
**अधीतवेदः कुशलः पितृमातृहिते रतः ॥**
**धर्मविद्धर्मकर्ता च गुरूशुश्रूषणे रतः**
**सदाशास्त्रार्थ तत्त्वज्ञो दृढ देही दृढाश्रयः ॥**
**हितैषी प्राणिनां नित्यं परलोकार्थ कर्मकृत्**
**वाङ्मनः कायवसुभिगुरुशुश्रूषणे रतः ॥**
**अनित्य कर्मणस्त्यागो नित्यानुष्ठानतत्परः**
**जितेन्द्रियो जितालस्यो जितमोहो विमत्सरः ॥**

**(गौतमीय तंत्र )**

શિષ્ય કુલીન; શુદ્ધાત્મા; પુરુષાર્થ સાધવામાં તત્પર; વેદનું અધ્યયન કરેલો; કુશલ; માતાપિતાના કલ્યાણમાં તત્પર, ધર્મવિત, ધર્માચરણ કરનાર; ગુરુશુશ્રૂષામાં પરાયણ, શાસ્ત્રાર્થના તત્ત્વનું સદા અનુસંધાન કરનારો; દૃઢ દેહવાળો; દૃઢમનના આશ્રયવાળો, પ્રાણીઓનું નિત્ય હિત ઇચ્છનારો; પરલોકને અર્થે તથા પોતાથી બીજાં મનુષ્યાદિ પ્રાણીઓના સુખને અર્થે કામ કરનારો; મન વાણી શરીર અને ધનવડે ગુરુની શુશ્રૂષા કરનારો; અનિત્ય કર્મનો ત્યાગ કરનારો; અને નિત્યકર્મનું અનુષ્ઠાન કરવામાં તત્પર; જિતેન્દ્રિય; આળસવિનાનો; મોહવિનાનો; અને મત્સરવિનાનો–જોઇએ.

હું પૂછું છું કે આ કસોટીએ આપણામાંના કેટલા ચઢ્યા છે? સો ટચે નહિ પણ પચીસ ટચની કસોટીએ પણ કેટલા છીએ તેનો વિચાર કરી પછી આપણે આપણી કીમત આંકીશું તો આપણે પ્રયોગમાં સિદ્ધ કેમ થયા નહિ તેનો ઉત્તર શોધવા કોઇને પૂછવું પડે તેમ નથી.

આપણે ઉપર "એકત્રીસ" લક્ષણવાળા શિષ્યનો અધિકાર પ્રથમ મેળવી લેવો જોઇએ અને ત્યારપછી "શ્રેયઃસાધક" નામધારી નહિ પણ વાસ્તવ "અધિકારધારી" થવું જોઇએ. ત્યાર પછી જ ખરી રીતે વર્ગમાં આપણું સ્થાન છે; નહિ તો વર્ગમાં આપણું હાજરીપત્રકમાં નામ રખાવનાર ઠોઠ નિશાળીઆ જેવા જ છીએ એમ સમજી લેવું. અધિકારપ્રાપ્તિ, અને અભ્યાસસિદ્ધિવિના કોઇનો વિજય થયો નથી અને થવાનો નથી. અધિકાર–જવાબદારીનું ભાન રખાવે છે. જો જવાબદારીનું ભાન ચુકયા તો અધિકારથી ભ્રષ્ટ થવામાં વાર લાગતી નથી. અધિકાર હોય–જવાબદારીનું ભાન હોય પણ કર્તવ્યપરાયણ રહીએ નહિ તો યશપ્રાપ્તિ મળતી નથી. ત્યારે જપમાર્ગમાં દીક્ષિત શિષ્યે અધિકારસંપત્તિ મેળવી; જવાબદારી સમજી; કર્તવ્યપરાયણ થવું જોઇએ. અધિકારસંપન્ન શ્રેયઃસાધકે દીક્ષામાં, મળેલા ઇષ્ટમંત્રનો જપ શી રીતે કરવો ? ઉત્તરમાં જણાવવાનું કે બીજાઓ 'રામ' નામથી ઓડ ફફડાવ્યા કરે છે તેમ નહિ; મરજીમાં આવે તેવી રીતે અને મરજીમાં આવે તેવા ભાવ સાથે નહિ; પરંતુઃ—

**यस्य यस्य च मंत्रस्य उद्दिष्टा या च देवता**
**चिन्तयित्वा तदाकारं मनसा जपमाचरेत् ।**
**तन्निष्ठस्तद्गतप्राणस्तच्चित्तस्तत्परायणः**
**तत्पदार्थानुसंधानं कुर्वन् मंत्रं जपेत् प्रिये ॥**

હે પ્રિય પાર્વતિ ! જે જે મંત્ર દીક્ષામાં મળ્યો હોય તે તે મંત્રની ઇષ્ટદેવતાનું ચિંતન કરી તેના આકારવાળા દેવને મનમાં ગોઠવી જપ જપવો. તે મંત્રમાં નિષ્ઠા બાંધવી; તે મંત્રમાં જ પ્રાણનું રમણ થવા દેવું, તે મંત્રમાં જ ચિત્તવૃત્તિઓને ગુંથવી; તે મંત્રજેવી કોઇ પણ વસ્તુ જ નથી એવા ભાવથી તેને સેવવો; અને તે મંત્રના પદાર્થનું અનુસંધાન કરવું. આ સર્વ કરતાં કરતાં મંત્ર જપવો.

સારાંશ મંત્રનિષ્ઠા, મંત્રગતપ્રાણ, મંત્રગત મનોવૃત્તિ; મંત્રૈકશરણતા, અને મંત્રદેવતાનું અનુસંધાનઃ આ પાંચ સાધનોસાથે મંત્રનો જપ કરનાર મંત્રની શકિતનો સ્ફોટ કરી શકે છે.

વિચારમાર્ગના રહસ્યના અનભિજ્ઞ પુરુષો એવો આક્ષેપ કરશે કે મંત્રમાર્ગમાં, પ્રત્યેક મંત્રની ઇષ્ટ દેવતા ભિન્ન ભિન્ન હોવાથી મંત્રમાર્ગ અદ્વૈતસિદ્ધાન્તને અનુકૂલ નથી. આ આક્ષેપથી મંત્ર-

જાપીએ લગાર પણ ડગવાનું કારણ નથી. આક્ષેપ કરનાર મંત્ર-શાસ્ત્રના સિદ્ધાન્તને સમજતો નથી. આ શાસ્ત્રમાં ૩૬ તત્ત્વોનો સ્વીકાર છતાં તે સર્વ પરમ શિવતત્ત્વના આવિષ્કારરૂપ મનાયાં છે અને તે તત્ત્વો પુનઃ શિવતત્ત્વ, વિદ્યાતત્ત્વ, અને આત્મતત્ત્વ એમ ત્રણ વ્યૂહમાં પડે છે; તેમાં પ્રથમ તત્ત્વ (શિવ) પરમપ્રમેય અથવા સિદ્ધ વસ્તુ છે. ૨ શકિત, ૩ સદાશિવ, ૪ ઈશ્વર અને ૫ શુદ્ધ વિદ્યા—એ ચાર તત્ત્વો વિદ્યા વ્યૂહમાં પડે છે; અને ૬ માયા, ૭ કલા, ૮ વિદ્યા, ૯ રાગ, ૧૦ કાલ, નિયતિ એ ૭ કંચુકથી ઢંકાયેલું શિવતત્ત્વ જીવ ગણાય છે. નિષ્કંચુક જીવ શિવરૂપ માન્યો છે. ત્યાર પછીનાં સાંખ્ય-શાસ્ત્રમાં સ્વીકારાયેલાં પુરુષ, પ્રકૃતિ, મહત્ અહંકાર, મન, પાંચ જ્ઞાને-ન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો, પાંચ તન્માત્રા, અને પાંચ ભૂત—મળી પચીસ તત્ત્વો આત્મતત્ત્વના વ્યૂહમાં પડે છે. સાંખ્યશાસ્ત્ર પ્રકૃતિ અને પુરુ-ષના ભેદને માને છે તેવા વાસ્તવ ભેદનો આ મંત્રશાસ્ત્રમાં સ્વીકાર નથી. આત્મતત્ત્વોકરતાં શકિતતત્ત્વો અથવા વિદ્યાતત્ત્વો ચઢી-આતાં છે; અને તે સર્વ કરતાં શિવતત્ત્વ ચઢીઆતું છે. આ પરમતત્ત્વને માંત્રિકો શિવનામથી વર્ણવે છે. જ્યારે વેદાન્તિઓ બ્રહ્મશબ્દથી વર્ણવે છે. વેદાન્તનું નિર્ગુણબ્રહ્મ પરશિવ અથવા પરબિંદુ નામથી મંત્રશાસ્ત્રમાં વ્યવહરાય છે; અને ધર્મજ્ઞાન, વૈરાગ્ય અને ઐશ્વ-ર્યની મહત્તા વિદ્યાવ્યૂહમાં પડે છે. આ વ્યૂહ વેદાન્તના સગુણબ્રહ્મ સ્થાને છે. તેમાં માંત્રિકો ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ઐશ્વર્યની ચમત્કૃતિ અનુભવે છે. તે વિદ્યાવ્યૂહને અપરબિંદુ માંત્રિકો કહે છે. શક્તિ, સદાશિવ, ઈશ્વર અને શુદ્ધ વિદ્યા નામનાં ચાર તત્ત્વોનો સમૂહ અપરબિંદુ-રૂપે પરશિવબિંદુમાં સ્પન્દ પામે છે. પ્રપંચનું આદિ કારણ આ અપ-રબિંદુ છે. જેમ ક્ષીરોદધિમાં નિસ્તરંગ અવસ્થા હોય અને તેમાં ક્ષોભ થતાં તરંગો પ્રકટ થાય તેમ આ અપરબિંદુ એ મહોદધિના ઘણા જ નાના ભાગમાં ઉન્મુખ થાય છે, આ ઉન્મુખ દશાને વેદાન્ત-શાસ્ત્રમાં ઈક્ષણાવસ્થા કહેછે; માંત્રિકો તેને શબ્દબ્રહ્મરૂપ પ્રણવનો સ્ફોટ કહે છે. અપરબિંદુ ભેદાય છે અને તેમાંથી સ્થૂલ, સૂક્ષ્મ અને પર એવાં ત્રણ નાનાંબિંદુઓ વિસ્તરે છે. ઉપર વર્ણવેલા દૃષ્ટાંતમાં ક્ષીરોદધિના ક્ષોભવાળા થોડા પ્રદેશમાં મોટાં મોજાં, નાનાં તરંગો, અને વર્તુલો અથવા બુદ્બુદો જામે તેમ દાષ્ટાંન્તિકમાં આ શબ્દબ્રહ્મનો સ્ફોટ થતાં અવ્યકત ધ્વનિ સઘળા ક્ષુબ્ધ નાના પ્રદેશમાં—કાર્યાકાર પામતાં પ્રકૃતિ વિસ્તાર-

માં–પ્રવિષ્ટ થાય છે. આ અવ્યક્ત ધ્વનિ પ્રણવ નિનાદરૂપે ભેદ પામતા સર્વ પ્રપંચમાં પેઠેલો હોય છે, અને તેની કોઈ પણ વિકૃતિવિનાનો પ્રપંચપ્રદેશ હોતો નથી. આ વ્યાપક પ્રણવધ્વનિ પ્રથમ નાદરૂપે, પછી નિબોધિકા નામની કલારૂપે, પછી માનુષ કાનને સમજાય તેવી અર્ધેન્દુરૂપે, પછી પૂર્ણ બિંદુરૂપે, પછી અકારાદિ વર્ણમાલારૂપે, પછી પદરૂપે, અને છેવટે વાક્યરૂપે વિકસિત થાય છે. જેમ સૂર્યના રંગના પટના ( Spectrum ) માત્ર સાત કિરણો આપણા માનુષ નેત્રના વિષય થઈ શકે છે, તેમ આ મૂલ અક્ષર બ્રહ્મના ધ્વનિનો વિસ્તાર માનુષ કાન વાક્ય, પદ, વર્ણ, પૂર્ણ બિંદુ અને અર્ધેન્દુપર્યંત અનુભવી શકે છે. આ વિષય સમજવા વાસ્તે તમે પ્રણવ–જે જીવબ્રહ્મની એકતાનું પ્રદર્શક મહાવાક્ય છે તે **સોऽहम्** ( વાક્યમાં વ્યંજન ભાગકરતાં અવશિષ્ટ ધ્વનિથી પ્રણવ શબ્દ બને છે )–નો પ્લુત ઉચ્ચાર કરી જુઓ. આ ઉચ્ચારનો ઉદ્ભવ તમને આપાતતઃ મેરુના–પૃષ્ઠ વંશના–ઉપરના શિખરઉપરથી અર્થાત કંઠના મૂલમાંથી થયેલો જણાશે. પરંતુ માંત્રિકોનું કહેવું છે, અને વિદ્વાનોનો અનુભવ છે કે આ ઉચ્ચારનો ખરો ઉદ્ભવ કંઠમૂલમાંથી નથી, પણ પૃષ્ઠ વંશના મૂલાધારમાંથી અથવા કુલકુંડમાંથી થાય છે, અને કંઠના મૂલઆગળ તે ઉચ્ચાર વૈખરીમાં માત્ર ખરવા માંડે છે. પ્રણવની પ્રથમ માત્રા વસ્તુતઃ મૂલાધારમાંથી જાગી કંઠમૂલમાં પ્રકટ વૈખરીમાં થાય છે; બીજી માત્રા કંઠના મધ્ય મણિમાં ઉદ્દીપ્ત થાય છે; ત્રીજી માત્રા મુખનાં સર્વ વાણીસ્થાનોમાં પ્રવેશ પામી ઓષ્ઠસ્થાને બંધ થાય છે. આ **અકાર, ઉકાર** અને **મકાર**, નામની ત્રણ નાશ પામતી–મૃત્યુમતી–માત્રાઓ કહેવાય છે. પૂર્ણ પ્રણવ શબ્દ ત્રિમાત્રાથી પર જાય છે. કંઠભેદી તે મૂર્ધામાં પ્રવેશ પામે છે. એક આન્દોલન ધ્વનિનું તાલુ ભેદી ભ્રૂમધ્યતરફ વળતું જણાય છે, અને ધ્વનિને અનુનાસિક એટલે અર્ધેન્દુરૂપવાળો, અને છેવટે તુરીય બિંદુરૂપ બનાવે છે. પ્લુત ઉચ્ચાર કરી જોનારને આ વધારાની બે માત્રાઓ પણ અનુભવાય છે. ઉચ્ચાર પૂર્ણ થયા પછી અર્થાત્ ઓષ્ઠો બંધ થયા પછી તે ઉચ્ચારના નાદનું અનુરણન બ્રહ્માંડમાં–મૂર્ધાકાશમાં–ચાલુ રહે છે. તે અનુરણન જે મસ્તિષ્કનાડીમાં થાય છે તેને માંત્રિકો નિબોધિકા કહે છે, તે નાડી સેતુજેવી મસ્તિષ્કગર્ભમાં પટરૂપે વિસ્તરેલી હોય છે, તે સેતુદ્વારા

મસ્તિષ્કગર્ભ અણુઓમાં વિસ્તાર પામી અંડકટાહસાથે અથડાઇ અણુઓમાં શમી જઈ પુનઃ મેમાર્ગે કુલકુંડમાં શમે છે. તે પ્રણવ-ધ્વનિની વાહક નાડીઓ જો કે ૭૨૦૦૦ ગણાય છે. તોપણ મુખ્ય નાડી સુષુમ્ણા છે. આ ૭૨૦૦૦ ની ગણનામાં પણ હેતુ છે. માનુષ જીવન ૧૦૦ વર્ષનું આંકી પ્રત્યેક વર્ષનાં ચાંદ્રવર્ષના નિયમપ્રમાણે અહોરાત્ર ૭૨૦ થાય અને તેથી તે પૂર્ણાયુ મનુષ્યનાં ૭૨૦×૧૦૦=૭૨૦૦૦ અહોરાત્ર થાય અને તેટલી નાડીવ્યૂહનાં તંતુઓની સંખ્યા ગણી પિંડની ૭૨૦૦૦ નાડીઓ બ્રહ્માંડના પ્રાણસાથે જોડાયેલી માનવામાં આવે છે. આ નાડીઓ મરણશીલ સ્થૂલશરીરમાં હોય છે. તેમાં દશ નાડી મુખ્ય ગ-ણાય છે, તે દશમાં પણ ઇડા, પિંગલા અને સુષુમ્ણા ત્રણ મુખ્ય મનાય છે. અને તેમાં પણ સુષુમ્ણા સર્વોત્તમ ગણાય છે. અગ્નિ, સૂર્ય અને ઇન્દુ નામના ત્રણ અધિદૈવ તત્ત્વસાથે આ ત્રણ સ્થૂલગત ત્રણ નાડીનો સંબંધ હોય છે, અને તે ત્રણ સ્ત્રીની વેણીની પેઠે ત્રણ ભાવે ગુંથાય છે. તેમાં સુષુમ્ણા મધ્ય સેરરૂપે રહે છે, અને ઇડા અને પિંગલા ડાબાજમણી આડા અવળા થઇ મેરૂમાર્ગમાં આવેલી મધ્ય-સેરસાથે પાંચ સંધિસ્થાનોએ સંયોગમાં આવે છે. આ ત્રણ નાડીનાં પાંચ સંધિસ્થાનોને માંત્રિકો ચક્ર અથવા પદ્મ નામ આપે છે અને તે અનુક્રમે મૂલાધાર, સ્વાધિષ્ઠાન મણિપુર, અનાહત અને વિશુદ્ધ એ નામવાળાં હોય છે. મેરૂમાર્ગમાંથી વહેતી કુંડલિનીના ભીતરમાં રહેલી સુષુમ્ણા નામની બ્રહ્મનાડી બે મુખ વાળી થાય છે: એક મુખ તાલુઉપર થઇ ભ્રૂમધ્યમાં જાય છે, જ્યાં ઇડા પિંગલાના છેવટના સંધિસ્થાનમાં તે આજ્ઞાચક્રને રચે છે. બીજું મુખ કુંડલીવિવરમાં થઈ અર્થાત્ ગુહાદ્વારમાં થઇ નાના મગજમાં (Cerebellum) પ્રવેશ પામે છે. આ મુખનો વિસ્તાર નાના મગજના ભીતર પ્રદેશમાં આવેલા દ્વાદશાર્ણચક્રમાં થાય છે. આ ઊર્ધ્વચક્રની કર્ણિકા અને મોટા મગ-જની (Cerebrum) અર્થાત્ સહસ્રારપદ્મની નીચા મુખની કર્ણિ-કાના પુટવચ્ચે મગજનો મધ્યપ્રદેશ આવે છે જેમાં માંત્રિકોના-માંત્રિકયોગનું વિહાર સ્થાન હોય છે. મગજનાં સઘળાં બાહ્યઅવયવો જેણે વૈદ્યકશાસ્ત્રના અભ્યાસમાં નીહાળ્યાં હશે એમને જાણવામાં હશે કે મગજના મધ્યભાગના કેટલાક અવયવો શું કામ કરે છે તેનો પ્રકાશ હજુ વિજ્ઞાનભૂમિકામાં થયો નથી. Pons veroli; Pineal gland ઇત્યાદિ નામવાળા મજ્જા તંતુઓના પટ તથા ગ્રંથિઓ મગજમાં શા કર્તવ્યને સાધે છે તે હજુ વિજ્ઞાનવિદોને સ્પષ્ટ સમ-

જાયું નથી, આ મધ્ય પ્રદેશને માંત્રિકો તિરેખાવડે આંકે છે. અને તે ત્રિરેખાવાળું ત્રિકોણ યોનિસ્થાન કહેવાય છે; તેને પૂર્ણગિરિપીઠઉપર આવેલી યજ્ઞવેદિ પણ કહે છે. ઉપર વર્ણવેલા પ્રણવશબ્દબ્રહ્મની ત્રણ મૂર્તિમતી માત્રાઓ અને બે આપેક્ષિક અમૂર્તભાવવાળી માત્રાઓ મેરૂગત પાંચ સંધિસ્થાનોમાં એટલે પાંચ ચક્રોમાં, અને ભ્રૂમધ્યસામેના છઠ્ઠા આજ્ઞાચક્રમાં પચાસ માતૃકામાં વહેંચાય છે. અને વર્ણો પદ વાક્યમાં વ્યક્ત થતા ચાલે છે. પ્રણવનો સ્ફોટ થતાં પોતાને તથા અન્યને સમજાય એવી વાણીમાં વિકાસ થવામાં લોકભાષાનો આવિષ્કાર છે. આ માતૃકાઓ જે લીપીમાં લખાય છે તે તેનું સાંકેતિક બાહ્યરૂપ છે; ખરૂં રૂપ તે તે માતૃકાનો ઉચ્ચાર પામતો શબ્દધ્વનિ છે. અર્થાત્ **अ** a, alpha અલેફ ઇત્યાદિ માતૃકાધ્વનિની સંજ્ઞાઓ છે, સંસ્કૃત માતૃકાઓ વૈખરીના સર્વ ધ્વનિનો નિર્વાહ કરનાર હોવાથી પૂર્ણ ગણવા યોગ્ય છે; ઇતર ભાષામાં વર્ણમાલા ન્યૂન હોય છે. **अ** વર્ગ **क** વર્ગ, **च** વર્ગ,
૧૬ ૫ ૫
**ट** વર્ગ, **त** વર્ગ, **प** વર્ગ, **य** વર્ગ, **श** વર્ગ, **ळ** મળી ૫૦ માતૃકાઓનો
૫ ૫ ૫ ૪ ૪ ૧
વિવેક થાય છે, **क्ष** કૂટ અક્ષર કહેવાય છે, અને તે મેરૂસ્થાને ગણાય છે. પચાસ માતૃકાનો અનુલોમ, અને વિલોમ મળી સો અને ઉપરના આઠ વર્ગના અંતિમ અક્ષરો મળી ૧૦૮ અક્ષરો **अ**કાર અને **क्ष**કારના બે પુટ વચ્ચે સ્થાપવાથી **अक्ष** માલા ગણાય છે, અને માંત્રિકો લયયોગમાં આ માલાનો જપમાં ઉપયોગ કરે છે. મધ્યમગજમાં ભાવનાથી આંકેલા યોનિસ્થાનમાં અર્થાત્ ત્રિકોણમાં પ્રણવના ધ્વનિની સઘળી ૫૧ વિકૃતિઓ ષટ્ચક્ર ભેદી ઉપર આવેલી રોકાય છે. પ્રત્યેક રેખા સોળ સોળ વર્ણની અર્થાત્ અક્ષરના બિંદુઓની બને છે, અને અંતર્ગત કોણ **हकार ळ**કાર અને **क्ष**કારવડે પૂરી પ્રણવને બિંદુસ્થાને ત્રિકોણના મધ્યમાં મૂકી મંત્રચૈતન્યની સ્ફુર્તિ કરવામાં આવે છે. ઇષ્ટ મંત્રની જે દેવતા હોય છે તે પ્રણવસ્થાને ગોઠવાય છે; અને ઇષ્ટદેવ માંત્રિકોના સિદ્ધાન્તપ્રમાણે તે તે ધ્વનિના આંદોલનના પરિણામરૂપે આ વેદિમાં યજ્ઞનારાયણરૂપે જાગ્રત થાય છે.

ઉપરની સઘળી મંત્રપ્રણાલિકા વિચારમાર્ગના કેટલાક અનુયાયીઓના આક્ષેપના સમાધાનાર્થે રચી બતાવવામાં આવી છે. તેમાં ઘણા અગમ્ય પ્રદેશો છે જે ગુરુ અનુગ્રહવિના અને અભ્યાસવિના

સમજાય તેમ નથી, પણ બુદ્ધિમાન્‌ને દિશા સમજાશે કે મંત્રશાસ્ત્ર પરમશિવના એક અદ્વૈત સ્વરૂપને જ સ્વીકારે છે, પણ તે સાથે તેઓ પ્રપંચસિદ્ધિ કરવા જેમ વેદાન્તિઓ માયાને સ્વીકારે છે, તેમ વિદ્યાવ્યૂહનાં અને આત્મવ્યૂહનાં અનુક્રમે ચાર અને એકત્રીસ તત્ત્વો પણ સ્વીકારે છે. તેઓ પંચભૂતમાત્રથી સર્વ નિર્વાહ કરતા નથી. પંચભૂત કરતાં ચઢીઆતાં તત્ત્વો સાંખ્યનાં છે, અને તે કરતાં અધિક ચઢીઆતાં તત્ત્વો માંત્રિકોનાં છે. પ્રપંચમાં જો કંઈ સાર છે તો આ મંત્રશાસ્ત્ર વિદ્યાવ્યૂહદ્વારા બનાવે છે, જેમને તે પણ નિઃસાર લાગ્યાં છે અર્થાત્ જેમને પરવૈરાગ્ય સિદ્ધ થયો છે તેને નિષ્પ્રપંચ શિવતત્ત્વ માંત્રિકો બનાવે છે. આ પ્રમાણે નિર્વિકલ્પ અદ્વૈત બ્રહ્મતત્ત્વના પ્રતિપાદક વેદાન્ત શાસ્ત્રનું વસ્તુતઃ મંત્રશાસ્ત્ર અવિરોધી છે એટલું જ નહિ પણ વિદ્યાના ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ઐશ્વર્યની પ્રતીતિ જીવન્મુક્ત દશામાં પ્રકટ કરાવી ઉપનિષદ્‌માર્ગના સિદ્ધાન્તના તે અલંકારરૂપ થાય છે.

છેવટે એટલું જ પ્રતિપાદન કરવાનું છે કે મંત્રની દેવતા શિવતત્ત્વથી વસ્તુતઃ પૃથક્ નથી પરંતુ સકંચુકજીવને નિષ્કંચુક થવામાં જે અવરોધ કરનાર મલ, માયા, કર્મના પાશ છે તેને તોડનાર તે તે ઔપાધિક દેવતાભાવે તે શિવતત્ત્વ પ્રકટ થાય છે. ઉદાહરણ તરીકે આપણે સર્વ પાકમાં અગ્નિદેવની જરૂર પડે છે. પણ દુધપાક કરવામાં મોટો ચૂલો અને પ્રખર અગ્નિ જોઇએ, રોટલી કરવામાં ભડકાવાળો અગ્નિ કામનો નહિ, અને તેથી અંગારાના રૂપમાં જોઇએ; સત્વર પકવવામાં સ્ટવની વધારે બલવાળી જ્યોત જોઈએ—આ પ્રમાણે અગ્નિ એક છતાં જૂદા રૂપે આપણે મેળવી વ્યવહાર સિદ્ધ કરીએ છીએ; તેમ ચિત્તના તે તે મલ, માયા, અને કર્મના દોષો બાળવામાં જે જે દેવતા સાધકને ઉપકારક થાય તેવી હોય તે રૂપમાં દીક્ષા આપનાર ગુરુ ઇષ્ટમંત્રનું દાન કરે છે, અને છેવટે **તારક** બ્રહ્મનો સ્ફોટ કરે છે. પરમશિવરૂપ **સદ્‌ગુરુશ્રી** સંસારનો સમગ્ર પંચાવન પ્રકારના રસનો આવિષ્કાર કરાવી આપણને પૂર્ણાભિષેકના અધિકારી બનાવી

**भोगो योगायते सम्यक् दुष्कृतं सुकृतायते ।**
**मोक्षायते च संसार: शिवधर्मे कुलेश्वरि ॥**

એ ન્યાયે આપણા ભોગને યોગનું રૂપ આપે, આપણાં દુષ્કૃતો પલટાઇ સુકૃતો બનાવે, અને સંસારમાં જ મોક્ષસુખ અનુભવાવે—એવી પ્રાર્થનાસહિત વિરમાય છે.

**—नर्मदाशंकर दे. महेता.**

# तमे.

ભગવાન સૂર્યનારાયણ ક્ષિતિજઉપર આવી પોતાનાં સુવર્ણમય-કિરણોથી દિશાઓને તેજોમય કરી મૂકે, તે પૂર્વે તો તમે શય્યામાંથી જાગ્રત્ થઈ ચૂકયા હો છો, અને દિવસનાં કાર્યોના વિચાર કરવા લાગો છો. કોને માટે? શય્યામાંથી બહાર નીકળતાં જ તમે, રાત્રિની પ્રશાંત નિદ્રાથી પરિપુષ્ટ થયેલાં અંગોને પુનઃ ક્રિયામાં યોજો છો, અને જે બળનો સંચય થયેલો છે તેનો વ્યય કરવાનો પ્રારંભ કરો છો. કોને માટે? તમે ધર્મ અથવા ઈશ્વરમાં શ્રદ્ધાવાળા છો અને તેથી સ્નાનાદિકથી નિવૃત્ત થતાં જ સંધ્યા, જપ, ધ્યાન, પૂજા, પાઠ વગેરે યથાશક્તિ કરો છો. કોને માટે? તમે ભોજનની વિવિધ સામગ્રી એકત્ર કરો છો, તેમાંથી વિવિધ રસનો ઉપભોગ આપનારાં ભોજનો તૈયાર કરો છો અથવા કરાવો છો. કોને માટે? તમે ભોજન જમો છો, બીજાને જમાડો છો. કોને માટે? તમે વિવિધ ઉદ્યમમાં પ્રવૃત્ત થાઓ છો. નોકર હો છો, નોકરી કરો છો. વ્યાપારી હો છો, વ્યાપાર કરો છો. કૃષિકાર હો છો, કૃષિ કરો છો. કલાકાર હો છો, કલાવિધાન કરો છો. તમે શોધક હો છો, શોધખોળ કરવા મથો છો. કોને માટે? તમે દ્રવ્ય સંચય કરો છો, દ્રવ્ય વ્યય કરો છો, દ્રવ્યનું દાન કરો છો. કોને માટે? તમે ઉત્તમ વસ્ત્રો ખરીદો છો, પહેરો છો, પહેરાવો છો. મૂલ્યવાન્ અલંકારો સંગ્રહો છો, તેથી શોભો છો અને બીજાને શોભાવવા યત્ન કરો છો, તમે વાહનો, હાથી, ઘોડા, મોટરો લો છો, તેનો ઉપભોગ કરો છો, બીજાને તેનો લાભ આપો છો. આ પ્રકારે જીવનના આરંભથી અંતપર્યંત અને દિવસના પ્રારંભથી દિવસના અંતપર્યંત, અરે તે ઉપરાંત રાત્રિના સમયમાં પણ—જે રાત્રિનું સૃષ્ટિ કર્તાએ પ્રવૃત્તિમાંથી નિવૃત્તિ લેવાને, તમારા દિવસના પરિશ્રમથી વિશ્રાંતિ આપવાને, દિવસમાં વ્યય કરેલા બળને પુનઃ નવીન બળથી ભરવાને નિર્માણ કરેલું છે, તેમાં પણ—પ્રવૃત્તિને કર્યા કરો છો, અંગતોડ મેહેનતથી તમારાં ગાત્રોને શિથિલ કરી નાંખો છો, ચિંતાના બોજાથી તમારા મગજને

ઘસી નાંખો છો, તે સર્વ પ્રવૃત્તિ કોને માટે ? શું આજપર્યંત તમે એ પ્રશ્ન તમારા મનથી વિચારી જોયો નથી ? અવશ્ય તમે હેતુપૂર્વક એ પ્રશ્નનો નિર્ણય કરવા કદાચ નહિ બેઠા હો, તો પણ તમને સ્વાભાવિક જ એ પ્રશ્નનો ઉત્તર મળી ચૂક્યો હશે, અને તમારા મનથી નિર્ણય થઇ ચૂક્યો હશે જ કે એ સર્વ **તમારા** માટે, તમારી કૌટુમ્બિક, સામાજિક કે રાજકીય, તેમજ નૈતિક, ધાર્મિક, આર્થિક, વૈજ્ઞાનિક, સર્વ પ્રવૃત્તિનું લક્ષ્ય **તમે** જ છો એવું જ્ઞાત અથવા અજ્ઞાત રીતે પણ તમને સમજાઈ ચૂકયું હશે જ એ નિઃસંશય છે. તમે જે કંઈ કરો છો, બોલો છો, જુઓ છો, મેળવો છો અથવા ખરચો છો અને ભોગવો છો, તે તમારા પોતાના જ માટે છે એ એટલું સ્પષ્ટ છે કે તમારે તેમાં વિશેષ તર્કથી એ વાત સિદ્ધ કરવાની અગત્ય રહેતી નથી.

જેને માટે તમે આટલો પરિશ્રમ કરો છો, તમારૂં સર્વ જીવન જેને માટે નિર્માણ થયેલું તમને જણાય છે, જેને માટે તમારા સર્વસ્વનો, તમારા અતિ પરિશ્રમથી પ્રાપ્ત કરેલા પદાર્થોનો પણ પ્રસંગવશાત્ ભોગ આપો છો એ **તમે** પોતે કોણ છો એ વિચાર તમને કદી પણ સ્ફુર્યો છે ? કેવી આશ્ચર્યની વાત ! તમારૂં અંતઃકરણ સ્પષ્ટ ઉત્તર આપી શકતું જ નથી. **તમે** કોણ છો એ જાણવા તમે તમારી વૃત્તિને આ ક્ષણપર્યંત વેગ આપ્યો જ નથી, એમ તમને હવે સ્પષ્ટ થાય છે ! તમારા પોતાના જ માટે તમે દ્રવ્ય કેમ મેળવાય તે જાણવા પ્રયત્ન કર્યો, આરોગ્ય કેમ પ્રાપ્ત કરી શકાય તેના નિયમો શોધી કાઢવા પ્રવૃત્ત થયા. તમારા જ આનંદ માટે આકાશમાંના ગ્રહ, નક્ષત્ર અને સૂર્ય ચંદ્રાદિની ગતિનો અભ્યાસ કર્યો, ત્રિવિધ વૈજ્ઞાનિક સત્યો જાણવા ઉંડા ઉતરી પરિશ્રમ કર્યો, અને વિવિધ ચમત્કારિક રહસ્યો પ્રાપ્ત કરવા પૃથ્વીતળઉપરનો એકેએક પત્થર ઉઠાવી જોયો, છતાં જેને અર્થે **તમે** આટલું બધું કર્યું તે **તમે** કોણ છો એ પ્રશ્નના વિચારમાં તમે ઉદ્યત ન થયા એ આશ્ચર્ય જેવું નથી લાગતું ?

મનુષ્યનાં કષ્ટોને ઓછાં કરવામાટે વિદ્વાનો, શોધકો, અને વિચારકો કેટલો પ્રયત્ન કરી રહ્યા છે ! અત્રના તેમ જ પાશ્ચાત્ય પંડિતો દુઃખના ઉપાયો અને સુખનાં સાધનો યોજવા કટિબદ્ધ થઈ પ્રયત્ન કરી રહ્યા છે; દુઃખને દુનિયામાંથી દેશવટો આપવા અનેક યુક્તિઓનો પ્રકાશ કરી રહ્યા છે, છતાં દુનિયામાંથી દુઃખ કેટલું ઓછું થયું છે એનો હિસાબ કોઇએ કાઢ્યો છે ? સુખની જે ભવ્ય કલ્પનાઓ મનુ-

ષ્યના હૃદયપટ ઉપર ચિતરાઇ છે, તે કલ્પનાઓ સત્ય થવાનો પ્રસંગ દૃષ્ટિગોચર થયો છે? અંગ્રેજ, જર્મન, અમેરિકન જેવી અત્યારે ગણાતી મહાન્ પ્રજાએ કુદરતનાં ગહન સત્યોની શોધમાં કેટલી પ્રગતિ કરી છે એ હવે અજાણ્યું રહ્યું નથી. આકાશમાં ઉડવાનાં, જલઉપર નિઃશંકપણે સંચાર કરવાનાં, પૃથ્વીઉપરના અંતરને સત્વર દૂર કરવાનાં, હજારો ગાઉના અંતરે ક્ષણમાં વાતચિત કરવાનાં સાધનોપ્રતિ જ્યારે આપણે દૃષ્ટિ કરીએ છીએ ત્યારે આપણી વૃત્તિ આશ્ચર્યમાં લીન થયા વિના રહેતી નથી. આવી અદ્ભુતસરખી જણાતી અનેક શોધો છે, જેનો વિસ્તારપૂર્વક વિચાર કરવા આપણને આ સ્થળે અવકાશ નથી, તે છતાં મનુષ્યે પોતાનાં દુઃખને ઓછાં કરવામાં અને પોતાના સુખમાં વૃદ્ધિ કરવામાં કેટલી સફળતા પ્રાપ્ત કરી છે તેનો વિચાર કરતાં આપણને જણાશે જ કે આપણે તેમાં નિષ્ફળતા જ મેળવી છે. શાથી? જે વિચાર પ્રથમ કરવાનો છે, જે શોધની સઉથી વિશેષ અગત્ય છે, જે મહાન્ સત્યને જાણવાની અનિવાર્ય આવશ્યકતા છે, તે પ્રતિ અલક્ષ કરવાથી જ એ નિષ્ફળતા મળી છે, એ એનો સ્પષ્ટ, સત્ય અને એક જ ઉત્તર છે. હું કહું તો તમે, અને તમે કહો તો હું, કોણ, એ મહાન્ પ્રશ્નના વિચારમાં પ્રજાઓ ઉતરી નથી તેથી જ આજે એક પ્રજાને બીજી પ્રજા સામે ભયંકર શસ્ત્રોને ઉચકેલાં આપણે જોઇએ છે. જ્યાં ત્યાં પ્રચંડ કાલાગ્નિની જવાળાથી એક બીજાને દહન કરવાને ઉદ્યત થયેલા નૃપશિરોમણીઓ વર્તમાન સમયમાંજ આપણી દૃષ્ટિએ પડયા છે. યમરાજની ભયંકર દાઢોથી એક બીજાને ચૂર્ણ કરી નાંખવા ક્રોધથી મુખ વિકાસીને ઉભેલા મનુષ્યોનાં ભયંકર ચિત્રો આપણી દૃષ્ટિએ તાજાં પડે જ છે. વર્તમાન વિગ્રહની ભીષણ પ્રવૃત્તિ આપણને એ જ બલવાન્ સત્યનું સૂચન કરી રહી છે. છતાં આજે કોની દૃષ્ટિ તે તરફ આવી ગઇ છે?

હું અથવા તમે કોણ એની સંપૂર્ણ શોધ કર્યા વિના અન્ય જેટલા શોધ છે તે સર્વ એકડા વિનાના મીંડા જેવાં છે. 'તમે' અથવા 'હું' નો શોધ એ જ જગતનો શોધ છે. 'હું' નો ઇતિહાસ એજ જગતનો ઇતિહાસ છે. 'હું' નું જ્ઞાન પ્રાપ્ત કરવું એ જ સમગ્ર વિશ્વના જ્ઞાનની પ્રાપ્તિ છે. હું નો મહિમા જાણવો એ અનંત બ્રહ્માંડોનો મહિમા જાણવા બરાબર છે. 'હું' ના સામર્થ્યનું સ્વરૂપ અનુભવવું એમાં અનંત સૃષ્ટિઓમાં રહેલાં અનંત સામર્થ્યોના અનુભવ

શમાઇ જાય છે. ટુંકામાં 'તમે' અથવા 'હું' એવું કંઇક છે, જ્યાં સર્વ શોધનો પરિણામ છે. જ્યાં સર્વ જ્ઞાનની સમાપ્તિ છે; જ્યાં સર્વ સામર્થ્યોનું કેન્દ્ર છે. અને આથી કરીને જ આર્ય શાસ્ત્રકારોએ, આપણા અનુભવી પુરુષોએ, આપણા સાધુ મહાત્માઓએ, આપણા તત્ત્વવેત્તાઓએ એ જ પ્રબોધ ઉચ્ચ આઘોષપૂર્વક કરેલો છે. એટલું જ નહિ પરંતુ પાશ્ચાત્ય તત્ત્વજ્ઞોએ પણ એ જ મહાન્ સત્યનો ઉદ્‌ઘોષ કર્યો છે કે Know thyself. આત્માને જાણ. 'તમે' કોણ છો તે જાણો.

પ્રકૃતિનાં રહસ્યોનું જ્ઞાન કહો કે પ્રકૃતિનાં સામર્થ્યોનું જ્ઞાન કહો, વિજયના રહસ્યની કુંચી કહો કે વિજયના ગિરિશૃંગ ઉપર આરોહણ કહો, તમારી કલ્પનાથી પણ અતિ ભવ્ય સુખનો આનંદ કહો કે સુખની પરાકાષ્ઠા કહો, સર્વની પ્રાપ્તિ 'હું' ના સંપૂર્ણ જ્ઞાનને અંતે થયા વિના રહેતી નથી એ સર્વ તત્ત્વદર્શીઓને હસ્તામલકવત્ સ્પષ્ટ થયેલું છે અને તેથી જ આ પ્રકારનો બોધ નિર્ભયપણે સુવર્ણાક્ષરે અંકિત કરેલો અનેક ગ્રંથોમાં દૃષ્ટિએ પડ્યાવિના રહેતો નથી. આપણે માત્ર તે પ્રતિ કાં તો અલક્ષ જ કર્યું છે અથવા તો તેના પ્રતિ નજર સરખી પણ કરવામાં આપણે પ્રમાદ સેવ્યો છે. 'હું' ના સ્વરૂપનો જ પ્રધાનપણે બોધ કરાવનાર, જ્ઞાનના ભંડારરૂપ ઉપનિષદોના બોધને આપણે લક્ષમાં લીધો નથી અથવા તો Know thyself 'આત્માને જાણ' જેવા સૂત્રરૂપ વાકયનો મહિમા જાણવા અસમર્થ થયા છીએ. **યાજ્ઞવલ્કયના મૈત્રેયીપ્રતિના** બોધનો મર્મ આપણા સમજવામાં આવ્યો નથી અથવા તો **'તું જ ચમત્કારનું મૂળ છે'** એ પાશ્ચાત્ય રહસ્યવાકયના ગર્ભભાગમાં આપણી વૃત્તિ પ્રવેશી શકી નથી. અને તેથી જ જે જ્ઞાન પ્રથમ પ્રાપ્ત કરવાનું છે તે પ્રાપ્ત કરવા આપણુને ઉત્સાહ પ્રકટ્યો નથી, જે શોધને પ્રથમ સ્થાન આપવાનું છે તેમાં આપણી પ્રવૃત્તિ જીવનનો અંત આવવા પર્યંત પણ થઇ નથી, જે ભવ્ય સત્યનો પ્રકાશ કરવા આપણા હૃદયનું મંથન કરવાનું છે તે સત્યને અંધારામાં જ આપણે રહેવા દીધું છે.

હા પણ તમારા હૃદયમાં હવે કંઇ ઝાંખું ઝાંખું એમ જણાય છે કે હું કોણ છું તે વિચાર તો મેં ઘણી વખત કર્યો છે! હું ભૂલું છું. અવશ્ય હું કોણ તે હું જાણું છું જ. હું રાજા, હું મંત્રી, હું વ્યાપારી, હું સ્વામિ, હું સેવક, આ પ્રમાણે તમે વ્યવહારમાં જે

અધિકારમાં સ્થિત હો છો અથવા જે ઉપાધિ તમને પ્રાપ્ત હોય છે, તે અધિકાર અથવા ઉપાધિ એ જ 'હું' એમ નિર્ણય કરો છો. વિશુદ્ધ વનસ્પતિરૂપ વૃક્ષને જડ કહેનાર અને પોતાને ચેતન માનનાર મનુષ્ય! આ તારૂં કેટલું ડહાપણ! જે ઉપાધિ તને પ્રાપ્ત થઇ છે તે અવસ્થા, કાલ તથા દેશના પ્રમાણમાં બદલાય છે. આજે તું રાજા છે, કાલે સામાન્ય મનુષ્ય છે. યુરોપમાં મહાન્ બળવાન્ રશિયન પ્રજા ઉપર તુમાખી સત્તા ભોગવનાર એક દિવસ મોટો શહેનશાહ હતો, બીજે દિવસે કેદી બન્યો! તું આજે મંત્રી છે, કાલે એક સામાન્ય માસિકનો તંત્રી રહેવાને પણ નાલાયક થઇશ. આવી ક્ષણે ક્ષણે બદલાતી ઉપાધિને જ 'હું' તે તે જ હું એમ માનવું એ કેટલી મૂર્ખતા! આગળ વધતાં જણાશે તેમ 'હું' સદા, સર્વદા એક સ્વરૂપે રહેનાર વસ્તુ છે. તે 'હું' કદી પણ તારી માફક ઉપાધિને જ હુંરૂપે સ્વીકારે તેમ નથી. વૃક્ષપ્રતિ દૃષ્ટિ કર. જો તેની આસપાસ વાયુ વાય છે, સૂર્યનાં કિરણો તેને પ્રતિદિન તેજથી સ્નાન કરાવે છે, પૃથ્વી પોતાના પોષક દ્રવ્યમાંથી પોષણ આપે છે અને તે છતાં વૃક્ષ તે સર્વને પોતારૂપ બનાવી દે છે, પોતે તેમય–તે ઉપાધિઓમય થતું નથી. વાયુમય–તેજમય–પૃથ્વીમય થતું નથી પરંતુ વૃક્ષમયજ રહે છે. તે પદાર્થોને તે પોતાના સ્વસ્વરૂપ બનાવે છે. **यत्करोषि यदश्नासि तत्कुरुष्व मदर्पणम्** એ ગીતાના મહાન્ વાક્યોનું રહસ્ય જાણે તે સમજવું અને સમજાવતું હોય તેમ તે જે કંઈ ખાય છે, સુંઘે છે તેને પોતાના સ્વરૂપ બનાવી દે છે. પરંતુ તું તારી ઉપાધિને 'હું' એમ માને છે અને વાસ્તવ 'હું'મય બનાવી શકતો નથી. પ્રિય બંધુ! તમારે તમારી ઉપાધિઓમય થવાનું નથી. તમારામય–તમારા સ્વરૂપરૂપ તે ઉપાધિઓને બનાવવાની છે. તમારામાં તેમને શમાવી દેવાની છે. એ કેવી રીતે, એ રહસ્યનો પ્રકાશ 'હું' ના સ્વરૂપને જાણતાં તત્કાળ આપો આપ થઇ જશે.

જે ક્ષણે ક્ષણે વિકારને પામે છે, જે આજે છે અને કાલે નથી, જેના સ્વરૂપનો ચોક્કસ નિર્ણય થઇ શકતો નથી એવી વસ્તુ જ જો 'હું' હોય તો તેને જાણવાનો બોધ કરવા પ્રખર ગ્રંથોની શી આવશ્યકતા? તત્ત્વજ્ઞ પુરુષોને વારંવાર ઉચ્ચ સ્વરે આઘોષ કરીને જણાવવાની શી જરૂર? સીધી અથવા આડકતરી રીતે તે જ બોધની શી અગત્ય? જે ક્ષણે જે સ્થિતિમાં આપણે જણાઇએ છીએ તે જ 'તમે' અથવા 'હું' હોઉં તો પછી તેને માટે વિશેષ વિચારની જરૂર જ રહેતી નથી એ સામાન્ય વિચારથી પણ આપણને સ્પષ્ટ

થયા વિના રહેતું નથી. તત્ત્વદર્શી મહાત્માઓએ તેથી કરીને જે નિર્ણય કર્યો છે તે 'હું' ના અદ્દભુત સ્વરૂપને જાણીને જ કર્યો છે અને 'હું' નું વાસ્તવ દિવ્યસ્વરૂપ આપણને પોતાની અનુભવાત્મક વાણીથી અનેક સ્થળે સમજાવ્યું છે. પરંતુ જ્યાં સુધી આપણે તેમની વાણીને પોપટની માફક ઉચ્ચારીશું ત્યાં સુધી તે સ્વરૂપનો અનુભવ આપણને કદી થઇ શકે તેમ નથી. તેમ જ જ્યાં સુધી તેમની દૃષ્ટિથી આપણે તે મહાન્ સત્યનો પ્રકાશ જોવા પ્રયત્ન કરીશું ત્યાં સુધી પણ આપણને માત્ર કાલ્પનિક દૃશ્યનો જ આનંદ મળશે અને આપણાં નેત્રો તે દિવ્ય જ્યોતિનાં અપરોક્ષ દર્શનથી રહિત જ રહેશે.

'હું' 'તું' કે 'તમે' ના સ્વરૂપને વેદો, શાસ્ત્રો જે પ્રકારનું જણાવે છે તે અવશ્ય આપણે સ્વીકારવાનું છે પરંતુ આપણે ઉપર જણાવ્યું તેમ તેમના નિર્ણયને જાણવો એટલાથી તો પારકી દૃષ્ટિથી જ તેનો અનુભવ કરવાનો રહેશે અને 'હું' ના વાસ્તવ મહિમાનો અપરોક્ષાનુભવ આપણને કદી થઈ શકશે નહિ, એ નિર્વિવાદ છે. વળી 'હું' નો વાસ્તવ મહિમા વેદ,શ્રુતિ કે સત્પુરુષો કહે છે તેથી જ તેનો સ્વીકાર કરવાનો છે એમ નથી પરંતુ તેનો વાસ્તવ મહિમા હોવાથી જ વેદશ્રુતિ અને સત્પુરુષોને તેનાં ગાન કરવાની ફરજ પડી છે. એટલું જ નહિ પરંતુ તે વાસ્તવ મહિમાના પારને કોઈ પામી શક્યું જ નથી જેથી તેને સંપૂર્ણ અંશે કથવા તો બ્રહ્મા શેષ અને સરસ્વતી પણ સમર્થ થયાં નથી તો અન્ય મનુષ્યનું શું ગજું? આવું અદ્દભુત 'હું', તેના સ્વરૂપનો વિચાર પ્રત્યેક જાતે જ કરી શકે છે અને જ્યારે તેને જાણી તેનો અનુભવ કરે છે ત્યારે તે અદ્દભુત સ્વરૂપનો મહિમા વેદશ્રુતિ અને સત્પુરુષોએ વર્ણવ્યા પ્રમાણે જ અનુભવાય છે અને જેમ જેમ તે મહિમામાં વૃત્તિ લીન થતી જાય છે તેમ તેમ જણાય છે કે તેનું સંપૂર્ણ વર્ણન કરવા કોઇ સમર્થ થયું નથી અને થશે નહિ એમ અનુભવીઓ જે કહે છે તે કેવળ સત્ય છે.

'હું' નું આવું અદ્દભુત સ્વરૂપ છતાં તેવો અદ્દભુત અનુભવ આ સ્થિતિમાં કેમ નથી થતો એ પ્રશ્ન હવે તમને થાય છે. એક દષ્ટાંતથી આ પ્રશ્નનો નિર્ણય કરતાં તે વિશેષ સ્પષ્ટ થશે. એક અત્યંત વિશાળ સુંદર ઉપવન છે. અનેક પ્રકારનાં સુંદર ફલફૂલથી ભરેલાં વૃક્ષો આસપાસ શોભી રહ્યાં છે. મનોહર ગાનથી આનંદ આપનાર પક્ષીવૃંદો તરુલતાઉપર સ્વચ્છંદે વિહાર કરી રહ્યાં છે. પુષ્પપરિમ-

અને વહન કરતી વાયુની લહરી દિશાઓને સુગંધયુક્ત કરી રહી છે. અને એ પ્રકારે જેટલી ભવ્ય કલ્પનાઓ કરીએ તેવી ઉત્તમ કલ્પનાઓથી પૂર્ણ ઉપવનના મધ્યભાગમાં એક કાચનું મંદિર બનાવેલું છે. તેની અંદર પણ અનેક સુંદર અને આનંદજનક વસ્તુઓ અત્યંત વ્યવસ્થિત રીતે ગોઠવેલી છે. સર્વ રચના જોતાં જ ચિત્તાકર્ષક લાગે છે. એ મંદિરની મધ્યમાં એક વસ્ત્રની દિવાલોવાળો મંડપ ઉભો કરેલો છે. તેની અંદર પણ કેટલીક સુંદર યોજનાઓ છે. તેની મધ્યમાં એક મૃત્તિકાની ભીંતોવાળું ઝુંપડું બાંધેલું છે. તેમાં સામાન્ય વસ્તુઓ મૂકેલી છે. અને તે મૃત્તિકના ઝુંપડાની મધ્યમાં એક લોખંડની દીવાલોવાળો ઓરડો બનાવેલો છે. એમાં અતિ સામાન્ય બે ચાર પાંચ વસ્તુઓ જ પડેલી છે. હવે કલ્પના કરો કે જગત્ના કંઇ પણ અનુભવવિનાના તમે છો અને તેવી સ્થિતિમાં તમારી આંખે પાટા બાંધી તમને લોખંડની દીવાલોવાળા ઓરડામાં લઇ જઇ રાખવામાં આવ્યા છે. ત્યાં તમે તમારૂં જીવન ગાળવાનો પ્રારંભ કરો છો અને તમે એમ જ માનો છો કે આ જ સંપૂર્ણ જગત્ છે, અને 'હું' તે આટલી મર્યાદિત સ્થિતિમાં વસનાર એક સામાન્ય પ્રાણી છું. મારી આસપાસની કેટલીક જડ વસ્તુઓનો ઉપયોગ હું કરી શકું એટલું મારામાં સામર્થ્ય છે. એ પ્રકારે પ્રત્યેક રીતે તમે તમને પોતાને એક અત્યંત સંકુચિત સામર્થ્યવાળા સામાન્ય પ્રાણીરૂપે જુઓ છો. કેટલોક વખત આ સ્થિતિમાં વ્યતીત થાય છે અને તમને તમારી મર્યાદાની બહારથી કંઇક ધ્વનિ સંભળાય છે અથવા કોઇ સ્વર તમને કંઇ ગુપ્ત સંદેશો આપી ચાલ્યો જતો જણાય છે. તમે એકદમ આશ્ચર્યથી ચકિત થાઓ છો અને તમારી મર્યાદાની બહારના પ્રદેશ માટે જાણવાની આકાંક્ષા તમારામાં જાગ્રત્ થાય છે. તમે અનેક પ્રકારના પ્રયત્ન કરી તમારી મર્યાદાનું અતિક્રમણ કરવા ઇચ્છો છો અને પ્રયત્નમાં વિજય પામતાં તમે તમારી લોખંડની દીવાલોમાંથી બહાર નીકળો છો. તમે હવે વધારે વિસ્તારવાળા પ્રદેશમાં જીવન ભોગવી શકો છો. તમારા સામર્થ્યની મર્યાદા વિસ્તૃત થયેલી જણાય છે. તમારા આનંદનાં સાધનો વૃદ્ધિ પામેલાં જણાય છે. તમારા સ્વામિત્વનો પ્રદેશ વિશાળ જણાય છે અને હવે તમને તત્કાળ એ વિચાર સ્ફુરે છે કે આથી પણ આગળનો પ્રદેશ હશે જ અને તેમાં આ પ્રદેશ કરતાં પણ વધારે બૃહત્ જીવનનો મને અનુભવ થશે. વળી પૂર્વના કરતાં તમારૂં બંધન પણ વિશેષ સરળ-

તાથી દૂર થઇ શકે એમ તમને જણાય છે અને એક વિશેષ પ્રયત્ન કરતાં જ તમે વસ્ત્રવેષ્ટિત રમણીય સ્થાનમાં સ્થિતિ કરો છો. તમારૂં હૃદય ઉચ્ચ આનંદથી પ્રફુલ્લ થાય છે. તમને પોતાને એક વિશાલ પ્રદેશના સ્વામિ જોઇ શકો છો. અનેક પ્રકારનાં સત્યો અને રહસ્યોમાં તમે ચમત્કારને જુઓ છો અને તેના અનુભવથી તમારા અદ્‌ભુત જીવનના મહિમામાં તમે લીન થતા જાઓ છો. જે 'હું' ને તમે અત્યંત સંકુચિત સામર્થ્યવાળું, મર્યાદિત જીવનવાળું, સામાન્ય આનંદવાળું અને બંધનયુક્ત જોતા હતા, તે 'હું' ને તમે કુદરતના રમણીય પ્રદેશમાં સ્વતંત્ર વિહાર કરવાના સામર્થ્યવાળું, વિવિધ રહસ્યોના જ્ઞાનવાળું, અનેક સામર્થ્યોના અનુભવવાળું જુઓ છો, એટલું જ નહિ પરંતુ વસ્ત્રના આછા પટમાંથી તમે તેની બહારના રમણીય પ્રદેશનો ઝાંખો ઝાંખો અનુભવ પણ કરો છો અને એ પટને ભેદી બહાર જવાનો વેગ ધારણ કરો છો. સહજ પ્રયત્ન કરતાં જ તમે અતિ નિર્મલ, મનોહર અને અતિ વિશાલ સ્થાનમાં તમને જુઓ છો અને પરમઆનંદનો અનુભવ તમને થાય છે. ભવ્યજીવનનો અનુભવ આ સ્થળે તમને થાય છે એટલું જ નહિ પરંતુ કાચના અતિ સ્વચ્છ પટાંતરમાંથી બહારના અત્યંત વિશાળ અને અવર્ણનીય સુખસાધનવાળા પ્રદેશને તમે જોઇ શકો છો. તમને પોતાને આનંદપૂર્ણ સામર્થ્યના અત્યંત અનુભવવાળા અને અતિ વિશાળ જીવનના ભોક્તા જોઇ શકો છો. તમારી બહારના ભવ્ય અને પરમ રમણીયપ્રદેશને તમે જોઇ શકો છો છતાં હજી તમે કંઇક બંધન વશ છો એમ તમને જણાયછે. જ્યારે એ પ્રદેશમાંથી પણ તમે બહાર નીકળો છો ત્યારે જે અદ્‌ભુત પ્રદેશને માત્ર તમે જોઇ શકતા હતા તે અદ્‌ભુત પ્રદેશના અદ્‌ભુત અનુભવોથીતમે રંગાઓછો અને અનંત પ્રદેશમાં સ્વતંત્ર વિહાર કરનાર, સર્વ સામર્થ્યસંપન્ન સર્વજ્ઞાન ઐશ્વર્યસંપન્ન તમને પોતાને જુઓ છો! કેવો અવર્ણનીય અનુભવ! કેવો અદ્‌ભુત આનંદ! કેવી મનોહર અને ભવ્ય શાંતિ! સુખની પરિસીમા! આનંદ! આનંદ! શાંતિ! શાંતિ! સામર્થ્ય! સામર્થ્ય! અહો! તેમાં તમે લીન થઇ જાઓ છો. તમે પોતે છો કે નહિ તે પણ ભૂલી જાઓ છો! તે સર્વમય પોતાને અનુભવો છો! ક્યાં તમારૂં લોહબંધનથી જકડાએલું મર્યાદિત 'હું' અને ક્યાં અનંત પ્રદેશમાં વિસ્તાર પામેલું અમર્યાદ સ્વરૂપનો અનુભવ કરતું 'હું'!

આ દૃષ્ટાંતઉપરથી શું સ્પષ્ટ નથી થતું કે જ્યાં સુધી 'તમે' અથવા

'હું' પોતાને સંકુચિત પ્રદેશમાં જ જોઇ શકીએ છીએ ત્યાં સુધી તમે અથવા 'હું' પોતાને તેવા મર્યાદિત સામર્થ્યવાળા અથવા મર્યાદિત જીવનવાળા જ જોઇએ છીએ અને જો આપણુને પોતાને અત્યંત વિસ્તારવાળા જોઇ શકીએ તો તેજ સમયે આપણુને પોતાને અત્યંત વિસ્તીર્ણ સામર્થ્ય વગેરેના અનુભવવાળા જોઇએ છીએ અને એમ કરતાં આપણુને પોતાને જો અનંત પ્રદેશમાં જોઇ શકીએ તો આપણે તેવા અનંત પ્રદેશમાં સ્વતંત્ર વિહરતા, અપરિમિત સામર્થ્યસંપન્ન જોઈ શકીએ. અને એમ થવું જો સંભવિત થાય તો 'હું' ના સ્વરૂપની જે કલ્પના આ ક્ષણે આપણુને છે તે કેવળ આપણી મર્યાદિત દૃષ્ટિને લીધે છે એ આપણુને સ્પષ્ટ જ છે. શામાટે આપણે આવી બંધનયુક્ત અવસ્થામાં છીએ એ પ્રશ્ન તમને થશે જ. વસ્તુતઃ તમે મર્યાદિત સ્થિતમાં છે, એ તો જોઈ શકો છો જ અને જ્યારે બંધનથી વિમુક્ત થશો ત્યારે એનો ખુલાસો સ્વતઃ થઈ જશે, અત્યારે તમારે એટલું જ જાણુવું બસ છે કે પ્રકૃતિના સિદ્ધ નિયમાનુસાર તે તમને પ્રાપ્ત થયું છે. એ બંધનથી વિમુક્ત કેમ થઇ શકાય તેમ છે, તે હવે વિચારીએ.

મનુષ્યના વિકાસક્રમનો ઇતિહાસ જો આપણે તપાસીશું તો આપણુને જણાશે જ કે તે પ્રેમનો જ ક્રમિક વિકાસ દર્શાવે છે. પ્રત્યેક મનુષ્યના અંતઃકરણમાં પ્રેમની કલા વિવિધ અંશમાં ખીલેલી હોય છે, અને તે ક્રમે ક્રમે વિશેષ ખીલતી જણાય છે. કોઇમાં ઘણી ઓછી ખીલેલી હોય છે, કોઈમાં તેથી વિશેષ જણાય છે. કોઇમાં પ્રેમનો વિકાસ વિશદ પ્રકારનો જણાય છે, કોઇ પ્રેમથી મસ્ત જણાય છે, અને કોઈ પ્રેમમય જણાય છે. આ પ્રકારના પ્રેમના ભેદો એટલા બધા સ્પષ્ટ હોય છે કે તેને વિશેષ સ્પષ્ટ રૂપમાં જોવાને અન્ય વિચારની અપેક્ષા ભાગ્યે જ રહે છે. અને મનુષ્યની પ્રેમની કળા જેટલી વિશેષ ખીલેલી હોય છે તેમ તેમ જ તેની દૃષ્ટિ વિશેષ વિકાસને પામેલી જણાય છે. તેના સામર્થ્ય—સંપત્તિ અને સુખની વિશેષતા પણ તેવીજ જણાય છે. જેનામાં પ્રેમની કલા અત્યંત ઓછી ખીલેલી છે એવા મનુષ્યપ્રતિ દૃષ્ટિ કરો. જડ શરીરમાં જ તે પોતાને—પોતાના 'હું' ને—પોતાના આત્માને જોઈ શકે છે. સાડાત્રણ હાથની કાયા એજ હું એમ તે માને છે. અત્યંત અધમ પ્રકારના સ્વાર્થી મનુષ્યનો આ નમુનો છે. તેને પોતાના દેહની અને દેહની ઇંદ્રિયોની તૃપ્તિ એ જ કર્તવ્ય પ્રાપ્તવ્ય જણાય છે. પોતાના દેહ અને ઇંદ્રિયોને

તૃપ્ત કરવાને વિવિધ પ્રકારનાં કાર્યો અવશ્ય તેઓ કરે છે, પરંતુ તેમનું લક્ષ્ય એક જ હોય છે. પોતાનાં સ્ત્રીપુત્રાદિના ભોગે પણ તેઓ પોતાના દેહાત્માને આનંદ આપવા ચુકતા નથી. અધમ ઉપાયોથી પણ ઇંદ્રિયસુખોને પ્રાપ્ત કરવા તેઓ સર્વદા પ્રયત્નશીલ રહે છે અને દેહથી બહાર પોતાનો કોઇ અંશ છે કે નહિ તેને તેઓ લેશ પણ જાણતા જણાતા નથી. આવા અધમ સ્વાર્થથી અંધ થયેલા મનુષ્યો ગમે તો રાજ્યાસનારૂઢ હોય તો પણ તેઓ અત્યંત સંકુચિત અને અતિ કનિષ્ઠ જીવનનો અનુભવ જ કરે છે. તેઓ પોતાના દેહને જ 'હું' માની બીજાનો ભોગ નિર્દયપણે લે છે અને તેમાં જરા પણ તેમના હૃદયને ક્ષોભ થતો નથી. તૈમુર બાદશાહ કે રોમનો નીરો રાજ્ય પદવીને ભોગવતાં છતાં આવા અધમ અને અત્યંત સંકુચિત જીવનનાં જ દૃષ્ટાંતો છે. તેઓને પોતાની રાણીઓ, પોતાનાં સંતાનો કે પોતાની પ્રજા જેવું કશું જ નહોતું. પોતે–શરીર–એ જ હું સર્વસ્વરૂપે હતું. મનુષ્યરૂપે તેઓ પાષાણ જ હતા. પાષાણરૂપે મનુષ્યની પંક્તિમાં તેઓ આરસપહાણના પત્થર હતા એટલું જ આપણે તેમને વિશેષત્વ આપી શકીશું. જડની માફક આવી અત્યંત સંકુચિત અભિમાનવાળી વૃત્તિને બહારના વિશાળ પ્રદેશની કલ્પના પણ નથી તો તેના સુખનો અનુભવ તો ક્યાંથી જ હોય! લોહમય બંધનોથી જકડાયેલા મનુષ્યને આપણે આ સ્થિતિમાં જોઇ શકીએ છીએ. દ્રવ્યના ભંડારો મનુષ્યપાસે હો, કે રાજ્યની તુમાખી સત્તા તેને પ્રાપ્ત હો, પરંતુ તેના પ્રેમનો વિકાસ જો આટલો સંકુચિત હોય તો તે કદી પણ વિશાળ અને ઉચ્ચ જીવનનો અનુભવ કરી શકશે નહિ. ખાબોચીઆના દેડકાને કૂવાના સુખનું ભાન હોતું નથી તો મહાસાગરની તો કલ્પના પણ ક્યાંથી હોય? આ અત્યંત સંકુચિત પ્રેમદૃષ્ટિકરતાં જેની દૃષ્ટિ કંઇક વધારે વિકસિત થયેલી છે તેનું હવે અવલોકન કરો.

અનેક મનુષ્યોને પોતાની જાત ઉપરાંત પોતાનાં સ્ત્રીપુત્રાદિમાં પ્રેમ પ્રકટેલો આપણે જોઇએ છીએ. પોતાના આત્માને પોતાના સંબંધીઓમાં, પોતાના સ્નેહીઓમાં તેઓ જોઇ શકે છે. તેમનાં સુખને માટે તેઓ પ્રયત્ન કરે છે. પોતાનાં જ શારીરિક સુખદુઃખાદિનો અનુભવ નથી કરતાં પણ બીજાના સુખે સુખી અને દુઃખે દુઃખી થતા પોતાને અનુભવે છે. તેમના 'હું' નો વિકાસ તે વિશેષ જોઇ શકે છે. સુખરવિનો પ્રકાશ પોતાના હૃદયમંદિરને પ્રકાશિત કરે અને

અન્ય સર્વ હૃદયમાં અંધકાર છવાઇ રહે એવું આ જાતનો મનુષ્ય ઇચ્છતો નથી, પરંતુ પોતાનાં જે થોડાં મમત્વનાં માનેલાં છે, તે સર્વના હૃદયપર તે શુભ્રજ્યોતિ પ્રકાશે એવું ઇચ્છે છે. આ મનુષ્યો પ્રથમ જણાવેલા મનુષ્યોકરતાં અવશ્ય ઉચ્ચ પ્રકારના છે. છતાં આપણે જોઈ શકીએ છીએ કે તેઓ બહુ સામાન્ય ઉચ્ચતાવાળા છે. તેમનો સ્વાર્થ હજી કાયમ જ છે: માત્ર તે સ્વાર્થની મર્યાદા કાંઇક વિશાળ છે. પરંતુ નિ:સ્વાર્થી તો તે નથી જ. આવા મનુષ્યોને આપણે માટીની ભીતોવાળા પ્રદેશમાં રહેલા જોઈ શકીશું. કંઇક ઉચ્ચ સુખને, 'હું' ના સ્વરૂપનો કંઇક વિકસિત અનુભવ કરતાં, આપણે તેમને જોઇએ છીએ: છતાં હજી તેમની મર્યાદા બહારના અનંતપ્રદેશસાથે સરખાવતાં કેટલી સંકુચિત જણાય છે ! અહા ! એક મહાસાગર પાસે એક તળાવડું કેવું ક્ષુદ્ર લાગે છે ! તેવું જ તેમનું સુખ છે. તેવી જ તેમની સ્થિતિ છે. તેવો જ ક્ષુદ્ર તેમનો અનુભવ છે !

પ્રેમની કલા વિશદ પ્રકારે ખીલેલી જ્યાં જણાય છે, એવા પુરુષો પ્રતિ હવે દ્રષ્ટિ કરો. પોતે, પોતાનું કુટુંબ, પોતાનાં સંબંધીઓ, પોતાના સ્નેહીઓ, ઉપરાંત જનસમાજના અનેક મનુષ્યોમાં તેમનું મમત્વ—તેમનું 'હું' પણું જણાય છે. આ મનુષ્ય પોતાના કુટુંબના અને સ્નેહી સંબંધીના સુખનો જ વિચાર કરતો નથી પરંતુ જનસમાજની અનેક દુ:ખી વ્યક્તિઓપ્રતિ પ્રેમથી જુએ છે. તેમનાં દુ:ખના ઉપાય શોધે છે. તેમને સુખનાં સાધનો મેળવી આપવા યત્ન કરે છે. તેમને સુખી થયેલાં જોઇ પ્રસન્ન થાય છે. તેમના આત્માસાથે પોતાના આત્માને જોડાયેલો જુએ છે. વિવિધ સામાજિક, ધાર્મિક કે નૈતિક હેતુઓઉપર સ્થપાયેલાં મંડળના પુરુષો આવા પ્રકારના વિશાળ જીવનનો અનુભવ કરે છે. તેઓ પોતાના જ સુખનો આનંદ ભોગવતા નથી પરંતુ પોતાનાં માનેલાં સર્વના સુખનો આનંદ ભોગવી શકે છે ! પોતાના એક જ મનુષ્યના સામર્થ્યનો તેમને અનુભવ નથી પરંતુ પોતાના વર્ગના સર્વના સામર્થ્યનો સહકારી અનુભવ તેમને થાય છે. કોઈ વર્ગ કે મંડળના તમે સભ્ય છો ? જો હશો અને સર્વના હૃદયસાથે તમે એકતા અનુભવતા હશો, તો તમને ખાત્રી થશે જ કે તમે સહકારી બળનો વિશાળ અનુભવ કરો છો ! તમારા આનંદનાં સાધનો વિપુલ છે; તમારાં સુખનાં સાધનો બૃહત્ છે; તમારી શાંતિના ઉપાયો અનેક છે ! એટલું જ નહિ પરંતુ પ્રસંગે પ્રસંગે

પ્રેમના ઉછળતા તરંગોથી છવાઈ રહેલું તમારૂં હૃદય કંઇક અપૂર્વ આનંદનું ભાન તમને કરાવે છે! તમારા આત્મારૂપે અનેકને જોતાં તમારા ઉપર કેવી મનોહર પ્રસન્નતા છવાઈ છે! આટલું છતાં જ્યારે જ્યારે આ મનુષ્યો પોતાના વર્ગનાં, પોતાના મંડળના શિવાયનાં મનુષ્યોના સંબંધમાં આવે છે ત્યારે તેમનાપ્રતિ તેમનો પ્રેમ તેટલા જ જોરથી વહેતો જણાતો નથી. તેઓની નિર્ણીત મર્યાદાથી વધારે વિસ્તારમાં પોતાના આત્માને જોઇ શકતા નથી. વસ્ત્રના પટની બહાર જેમ વસ્ત્રવેષ્ટિત ગૃહમાં સ્થિત વ્યક્તિ આછું ઓછું જોઈ શકે છે, તે પ્રમાણે આ મનુષ્યો બહારની મર્યાદાને જોઇ શકે છે, છતાં હજી બંધનથી તેઓ મુક્ત નથી અને તેમનો હૃદયભાવ સંકોચવાળો જ પ્રતીત થાય છે. પોતાના જ વિચારો ગ્રહણ કરનાર, પોતાના જ મત કે પંથનો અનુયાયી, પોતાના જ કર્તવ્યક્ષેત્રમાં પ્રવૃત્તિ કરનાર મનુષ્યોશિવાયના મનુષ્યપ્રતિનું આ મનુષ્યનું વર્તન જુઓ. તેના પ્રતિ તે આત્મદષ્ટિથી કદી જોઈ શકશે નહિ. તેના પ્રતિ સહાનુભૂતિ પણ દર્શાવી શકશે નહિ. તેના પ્રતિ તિરસ્કાર, દ્વેષ કે ઇર્ષ્યાની નજરથી પણ જોશે. શું આ હૃદય–પ્રેમનો સંકોચ–તેમને અમર્યાદ જીવન, અમર્યાદ સુખ અને આનંદના અનુભવથી બહાર નહિ કાઢે? આથી પણ વિશેષ પ્રેમદષ્ટિનો વિકાસ કરવાની તેમને અગત્ય છે. જેમણે તેવો વિકાસ કર્યો છે તેવા મનુષ્યની સ્થિતિ જુઓ. તે આના કરતાં પણ કેટલી ઉત્કૃષ્ટ છે!

આ મનુષ્ય પ્રેમથી મસ્ત છે. મનુષ્યપ્રજાઉપર તે પ્રેમની દષ્ટિથી જુએ છે. પોતાના આત્માને તે સમગ્ર પ્રજામાં જોઇ શકે છે. પોતાનું, કુટુંબનું, સમાજનું, અમુક મંડળનું કે એવા એક સંકુચિત પ્રદેશનું તેને અભિમાન હોતું નથી, પરંતુ સમગ્ર પ્રજામાં પોતાના આત્માને જુએ છે અને તેથી સમગ્ર પ્રજામાં પોતાના અભિમાનને અનુભવે છે. તેની નસોમાં સમગ્ર પ્રજાનું લોહી જોરથી રહે છે. તે સમગ્ર પ્રજાના બળને પોતાનામાં અનુભવે છે. સમગ્ર પ્રજાની એકતાના અનુભવથી તે પ્રેમમત્ત રહે છે, અને પ્રજાના કોઇ પણ અંગના દુઃખને જોતાં તેની નિવૃત્તિના ઉપાય શોધે છે. અસાધારણ પ્રયત્નથી પોતાની પ્રજાના સુખની વૃદ્ધિ કરવા નિરંતર ઉદ્યત રહે છે, અને તે પ્રયત્નમાં પોતાના સમગ્ર જીવનની આહુતિ આપવા છતાં તે આનંદનો જ અનુભવ કરે છે. પોતાના અતિ વિશાળ કર્તવ્યક્ષેત્રમ અવિરલ ઉત્સાહથી કાર્ય કરતાં અસાધારણ આનંદ અને સુખ માને

છે, અને પોતાના શ્રમને સાર્થક થયેલો જોતાં કોઇ ઉચ્ચ શિખરઉપર પોતાને વિરાજતો જુએ છે. આવા મહાનુભાવ પુરુષ અવશ્ય ઉચ્ચ અનુભવોને પ્રાપ્ત કરે છે અને જે અમર્યાદ જીવન હજી પણ પ્રાપ્ત થઇ શકે તેમ છે તેના પ્રાંતભાગ ઉપર પોતાને સ્થિતિ પામેલા જુએ છે. પોતાના બંધનને તોડવા તેઓ ઇચ્છતા જણાતા નથી. જે રમણીય જીવનનું દર્શન તેમને થાય છે તે જોઇને જ જાણે તે ત્યાં વિરામ પામતા હોય તેમ લાગે છે. અને તેમનાં જીવનઉપર હજી પણ બંધનનો આછો પટ છે એમ સ્પષ્ટ જણાય છે. હૃદયનો સંકુચિત ભાવ હજી વિનાશ પામ્યો નથી એમ આ પુરૂષોના સંબંધમાં પણ આપણને સ્પષ્ટ જણાઇ આવે છે. પોતાની પ્રજાવિના અન્ય પ્રજાઓ પ્રતિ દ્વેષબુદ્ધિ, તિરસ્કાર અને તેમના અહિતની પ્રબલ લાગણી તેમના હૃદયમાં કોઇ કોઇ સ્પષ્ટ જણાય છે. અને તેથી જ હજી સામર્થ્યની પૂર્ણતા, પરમાનંદની પ્રાપ્તિ અને અમર્યાદ, પ્રેમમય જીવનનો અનુભવ આપણને થતો નથી.

હવે એ કાચની પારદર્શક ભીંતોમાંથી પણ જે બહાર નીકળ્યા છે તેવા મહાત્મા પુરુષોપ્રતિ દૃષ્ટિ કરો. તેમના હૃદયમાં વહેતો પ્રેમનો અમૃતમય ઝરો કેવો અસ્ખલિત સર્વનાપ્રતિ વહન કરી રહ્યો છે તે નિહાળો! મનુષ્ય માત્ર—પ્રાણિમાત્રના પ્રતિ કેવો વિશુદ્ધ પ્રેમ તેમના હૃદયમાં છલકાઇ જાય છે તે જુઓ, અને તમારી તત્કાળ ખાતરી થશે કે આ જગતના પ્રાણિમાત્રમાં તે પોતાના આત્માનો અનુભવ કરી રહ્યા છે. સમગ્ર વિશ્વના પ્રાણીપદાર્થમાં તે પોતાને જ જુએ છે. પૃથ્વી, તેજ, વાયુ અને આકાશ; ગૃહો, નક્ષત્રો, ચંદ્ર, સૂર્ય, સર્વમાં તે પોતાના આત્માને જ પ્રકાશતો જુએ છે. મર્યાદા કે બંધન કાંઇ પણ તેમના માટે રહેલું કોઇ પણ સ્થળે દૃષ્ટિગોચર થતું નથી. અનંત પ્રદેશમાં વ્યાપક પોતાના સ્વરૂપનો અનુભવ કરતાં અવર્ણનીય આનંદનો અનુભવ તેઓ કરે છે. ચરાચર વિશ્વના ગર્ભભાગમાં પોતાના સ્વરૂપનો વિસ્તાર વિલોકી મહદાશ્ચર્યમાં લીન થાય છે! વિશ્વમાં જણાતાં સામર્થ્યમાત્રના મૂળમાં પોતાનેજ જોતાં સર્વસામર્થ્યથી પોતાને અભિન્ન અનુભવે છે. ચમત્કારમાત્ર તેની વૃત્તિમાં ચમત્કારરૂપે નિવૃત્તિ પામે છે. જે અનિર્વચનીય શક્તિના ચમત્કારરૂપે બ્રહ્માંડની પ્રતીતિ થાય છે તે શક્તિના આત્મારૂપ—અધિષ્ઠાનરૂપ પણ પોતાને જોતાં દિવ્ય શાંતિ—દિવ્ય આનંદ—દિવ્ય પ્રેમ તેના હૃદય-

માં છવાઇ રહે છે. સર્વને પોતાના આત્મારૂપ જોતાં તે અપૂર્વ નિર્ભયતા અનુભવે છે. તે પ્રેમમય હોવાથી સર્વમાં અભેદને અનુભવે છે કારણુ પ્રેમ જ ભેદનો નાશ કરનાર છે !

વિશ્વોદ્યાનના અનંત પ્રદેશમાં સ્વતંત્ર વિહાર કરતો તે પોતાને જોઇ પોતામાં જ લીન થાય છે ! પોતાના 'હું' ને-પોતાના સ્વરૂપને-સર્વના હૃદય પ્રદેશમાં અનુભવતાં તેનું હૃદય ગર્જના કરે છે, "દશ દિશ જોતાં મારા વિણુ નથી બીજો." અને પરમાત્મા શ્રીકૃષ્ણચંદ્રની સાથે એ પણુ બોલે છેઃ **मयि सर्वं इदं प्रोतं सूत्रे मणिगणा इव ।** આ સ્થિતિમાં પ્રવેશતાં વેદાંતના મહાવાક્યના રહસ્યનું ઉદ્‌ઘાટન તેને હવે કરવાનું રહેતું નથી. તેને તો તે હસ્તામલકવત્ અનુભવે છે ! **सर्वंखल्विदं ब्रह्म । अयमात्मा ब्रह्म । अहं ब्रह्मास्मि** ! કેવો અદ્‌ભુત અનુભવ ! શાંતિ ! શાંતિ ! આનંદ ! આનંદ ! અભેદ ! અભેદ ! પ્રેમ ! પ્રેમ ! સર્વત્ર છવાઇ રહેલો અનુભવાય છે ! આ પરિણામી સ્થિતિ છે. 'હું' ના સ્વરૂપનો વિચાર અહિં પૂર્ણતાને પામે છે. એથી આગળની કોઇ સ્થિતિ નથી. **सा काष्ठा सा परागतिः ।**

'હું' નું સ્વરૂપ કેવું અદ્‌ભુત છે ! કેટલું વિશાળ છે ! કેવું અમર્યાદ છે ! જગત્ માત્ર તેમાં જ સ્થિતિ કરીને રહેલું જણાય છે. એ અમર્યાદ 'હું' ને અનુભવો અને અનાદિ કાલથી જે ભવ્ય નાટક આ જગતરૂપરંગભૂમિઉપર ભજવાઇ ગયાં છે તે સર્વ તમે તમારા સ્વરૂપમાં જોઇ શકશો. વર્તમાન કાલે જે ભજવાય છે તેનું દર્શન પણુ તમને તેમાં જ થશે. ભવિષ્યની જવનિકાને ઉપાડતાં તેના પૃષ્ઠ ભાગમાં રહેલું અદ્‌ભુત દશ્ય પણુ તમને ત્યાં જ જણાશે ! માત્ર તમારા અત્યંત સંકુચિત પ્રદેશમાંથી બહાર નીકળો. પ્રેમના અદ્‌ભુત મંત્રનો ઉચ્ચાર કરો. પ્રેમના અમૃત રસથી તમારા હૃદયને પૂર્ણ કરો. પ્રેમની દિવ્ય જ્યોતિથી તમારા અંધકારમય અંતઃકરણુને તેજસ્વી કરો. પ્રેમ-પ્રેમ અને પ્રેમની જ દૃષ્ટિને પ્રાપ્ત કરો.

શું હજી સ્પષ્ટ નથી થતું કે 'હું' ના સંકુચિત સ્વરૂપનો જે અનુભવ થાય છે તેનું કારણુ તમારૂં હૃદય પ્રેમની કલાનો વિકાસ નથી કરી શક્યું એ જ છે ? તમે હૃદયના ભાવનું પૃથક્કરણુ કરીને જોયું છે ? તમને પ્રાણિમાત્ર-વિશ્વના જડથી ચૈતન્યમય સર્વના પ્રતિ પ્રેમ-અસ્ખલિત વિશુદ્ધ પ્રેમની ધારાને તમે તમારામાં રહેલી અનુભવી છે?

પ્રેમના પરિમલથી મત્ત થયેલી વૃત્તિનું સ્વરૂપ સમજ્યા છો ? પતંગનો દીપપ્રતિ પ્રેમ હોય છે તેવો અમર્યાદ પ્રેમ તમારામાં પ્રકટેલો તમે જોયો છે ? જ્યારે એવો દિવ્ય પ્રેમ તમે તમારામાં પ્રકટેલો અનુભવશો તે જ ક્ષણે તમે તમારા વાસ્તવ 'હું' ના સ્વરૂપનો અનુભવ કરશો, અનંત, અપાર પ્રદેશમાં તમને પોતાને જોઇ શકશો અને શ્રુતિના આઘોષનો મર્મ સમજવા તમે સમર્થ થશો. પ્રેમના આ ધર્મને સમજો. પ્રેમના આ મર્મને જાણો. જ્યાં સુધી તે નહિ જાણો ત્યાં સુધી તમારાં સર્વ કર્તવ્યો નિષ્ફળ છે. સર્વના અંતરાત્માસાથે એકતાનો અનુભવ પ્રકટાવ્યા વિનાની તમારી સત્ક્રિયાઓ પણ વિશેષ ફળને પ્રકટાવવા અસમર્થ છે એ નિશ્ચય માનજો. સર્વ ધર્મનું એ જ રહસ્ય છે. સર્વ કર્મનો એ જ ઉદ્દેશ છે! એ રહસ્ય અને ઉદ્દેશને સમજ્યાવિના ધર્મ અને કર્મ કરવાથી આજે તે અદ્ભુત અનુભવથી મનુષ્યો વિમુખ રહેલા છે. કારણ જ્યારે જ્યારે તમે તમારા હૃદયમાં અધમ સ્વાર્થને પ્રકટાવો છો ત્યારે તમારા કરેલાં અનેક સુકૃતનાં ફળની તેમાં આહુતિ આપી દો છો. જ્યારે જ્યારે તમે અન્ય મનુષ્યોપ્રતિ દ્વેષ અથવા તિરસ્કારની દૃષ્ટિથી જુઓ છો ત્યારે તમે તમારા જીવનનો અત્યંત સંકોચ કરો છો, અને તમારા સુખનો નાશ કરો છો. જ્યારે જ્યારે તમે અન્ય મનુષ્યોપ્રતિ તમારા પ્રેમનો પ્રવાહ વહન થતો અટકાવો છો ત્યારે ત્યારે તમે અમર્યાદમાંથી વિચ્છેદને પામી એક ભાગલા રૂપે નાના થાઓ છો અને સામર્થ્યાદિના મૂળમાં અભેદને પામી શકતા નથી. માટે જ તમારાં ધર્મકર્મની સાથે આર્જવ, સત્ય, દયા, ક્ષમા આદિ દૈવી ગુણોથી વિભૂષિત વર્તનની અપેક્ષા રાખવામાં આવે છે. જ્યારે તમારામાં પ્રેમનો વિકાસ થયેલો હોય છે ત્યારે જ આવું દૈવી વર્તન તમારામાં સ્વાભાવિક થતું જોવામાં આવે છે.

પ્રકૃતિના નિયમને અનુસરીને જ તમે બંધનયુક્ત સ્થિતિમાં મૂકાયા છો એ વાર્તા સત્ય છે. તથાપિ તે બંધનથી વિમુક્ત થવા અંતરાત્માનો દિવ્ય સ્વર, અને સત્પુરુષોની હૃદયંગમ વાણી પ્રબોધ કરી રહી છે, તે પ્રતિ લક્ષ આપો.

પ્રેમનો વિકાસ કેમ કરવો એમાં વસ્તુતઃ શિખવવા જેવું છે જ નહિ. પ્રેમ કરવો એ નૈસર્ગિક રીતે જ તમને આવડે છે. માત્ર એ પ્રેમ એક સંકુચિત કેન્દ્રમાં જ પરિણામ ન પામે એ પ્રતિ સાવધાનતા રાખવાની અગત્ય છે. તમે તમારા મમત્વને જેટલા પ્રદેશમાં સ્થાપ્યું હોય તેથી બહારના મનુષ્યોસાથેના વર્તનમાં પણ તમે તમારા પ્રેમનું સીચન કર

વાનો અભ્યાસ પાડો. જે મન તમને અસૂયા, દ્વૈષ અને તિરસ્કાર પ્રતિ ધસડી જાય છે તેનો તમારા નિશ્ચયબળથી રોધ કરો. પ્રકૃતિએ તમને બંધ-યુક્ત સ્થિતિમાં મૂક્યા એ વાર્તા પ્રતિ લક્ષ ન આપો પરંતુ નિશ્ચયબળ-જેવું અદ્દભુત સાધન તમને આપી તમારા ઉપર કેવો મહાન્ ઉપકાર કર્યો છે તે પ્રતિ દૃષ્ટિ કરો. એ અદ્દભુત સાધનને ગ્રહણ કરો. નિશ્ચયના બળથી તમારા રાગદ્વેષઉપર અંકુશ પ્રાપ્ત કરો. પ્રેમના શસ્ત્રથી તેમને ઉડાવી દો. તમારી વાણીમાંથી પ્રેમના અમૃતને વર્ષાવો. તમારાં નેત્રમાંથી પ્રેમની જ્યોતિને ચમકાવો. તામારા વર્તનને પ્રેમના રસથી રસો. તમારા અણુઅણુમાંથી પ્રેમનો ઝણકાર થવા દો. અને પ્રિયબંધુ! તમે કોણ એ મહાન્ પ્રશ્નનો નિર્ણય સ્વતઃ જ થઇ જશે, અને પરિણામે પ્રેમના અ-જર નિશામાં ચકચૂર બનેલી તમારી વૃત્તિ સર્વત્ર અભેદ અને અભેદને અનુભવતી અવર્ણનીય આનંદ અને મસ્તીનો અનુભવ કરશો ! આવા દૈવી નિશામાં મસ્ત પુરુષો જ ધન્ય છે! આવા સ્વરૂપાનંદના અનુભવીઓ જ પૂજાને પાત્ર છે. તે જ વિશ્વવંદ્ય છે. તે જ નૃસિંહ. **'તમે'** તે જ છો. **तत्त्वमसि ।**

चुनीलाल ज. ओझा.

# आपणुं वर्तमान कर्तव्य.

આ સંપૂર્ણ વિશ્વનો ઉદ્ધાર કરવાના એક જ ઉદ્દેશને લઇને જેમણે નાનાં મોટાં ૩૫ ધારણ કર્યાં છે, જેમણે ઉચ્ચ નીચ ગણાતાં શરીરોમાં નિવાસ કર્યો છે, જેમણે મત્સ્ય, વરાહ, કૂર્મ, અને **શ્રીનૃસિંહ, શ્રીરામ, શ્રી**કૃષ્ણ આદિ પૂર્વે અવતારો ધારણ કર્યા છે અને જગતના સમય માત્રમાં તે તે સ્થિતિ તથા કર્તવ્યને અનુસરી તે તે શરીર ધારણ કરવારૂપ અવતારોને જે વિશ્વજનિત પરમાત્મા ધરતા રહે છે તે **श्री सद्गुरु श्रीमन्नृसिंह** પરમાત્માને સર્વ અભિમાનના સમર્પણપૂર્વક અનંત સાષ્ટાંગ પ્રણતિપરંપરા સમર્પું છું, તથા તેમનાથી અભિન્ન સમગ્ર ઇશકોટિનાં વર્તમાન તનુશ્રીને પણ પુનઃ પુનઃ સાષ્ટાંગ સમર્પું છું.

એક પક્ષે કર્તવ્યનો વિચાર સાપેક્ષ છે એટલે કે અન્યની—ઉદ્દેશની અપેક્ષા રાખનાર છે. એક મનુષ્યનો ઉદ્દેશ દૃઢ આરોગ્યની પ્રાપ્તિ કરવાનો છે તો તેનું કર્તવ્ય એક પ્રકારનું હોય છે અને અન્ય મનુષ્યનો ઉદ્દેશ ધનપ્રાપ્તિ કરવાનો હોય છે તો તેનું કર્તવ્ય બીજા પ્રકારનું હોય છે, એકનો ઉદ્દેશ યશસ્‌ની પ્રાપ્તિ કરવાનો હોય છે તો તેનું કર્તવ્ય, જેનો ઉદ્દેશ સત્તાની પ્રાપ્તિનો હોય છે તેના કર્તવ્યથી ભિન્ન પ્રકારનું હોય છે.

જેમ એક સ્થાનમાં રહેલા મનુષ્યને મુંબાઇ જવું હોય છે તો તેનો માર્ગ અને દીલ્હી જવું હોય છે તો તેનો માર્ગ ભિન્નભિન્ન હોય છે; તે જ પ્રમાણે પ્રાપ્તવ્યની દિશાના ભેદને લીધે કર્તવ્યમાં ભેદ પડે એ સ્પષ્ટ છે. તેથી કર્તવ્યનો વિચાર પ્રાપ્તવ્ય વસ્તુની અપેક્ષા રાખે છે અર્થાત્ એ રીતે સાપેક્ષ છે.

આ જ પ્રમાણે કર્તવ્ય બીજી રીતે પણ સાપેક્ષ છે. બે મનુષ્યોએ એક જ સ્થાને જવાનો નિર્ણય કર્યો હોય તોપણ એક કેટલોક પંથ કાપેલો હોય અને બીજાને બધો જ બાકી હોય તો બન્નેના માર્ગ ભિન્ન ભિન્ન થઇ રહે છે. વળી એ બંને વ્યક્તિઓ એક સશક્ત હોય અને બીજી નિર્બલ હોય તો એક કાપવાનો પંથ પગ-

પાળે જ કાપી શકે છે અને બીજાને વાહનાદિની અપેક્ષા રહે છે; એક વ્યક્તિ સબળ નેત્રવાળી હોય તો તે કોઇની સહાયવિના ચાલી શકે છે અને બીજી વ્યક્તિ નેત્રના સામર્થ્યમાં–દક્શક્તિમાં દુર્બલ હોય તો એને કોઇની સહાય અપેક્ષિત છે.

આ જ પ્રમાણે તે તે વ્યક્તિના બલાબલઉપર કર્તવ્યનો ભેદ છે, આને જ પૂર્વપુરુષોએ અધિકારભેદ કરી વર્ણ્યો છે. આ અધિકારભેદને લીધે જ એક મનુષ્ય કર્મમાર્ગનો અધિકારી થાય છે અર્થાત્ એનું કર્તવ્ય કર્મ હોય છે. જો અન્ય ઉપાસનાનો કે જ્ઞાનનો કે ભક્તિનો અધિકારી થાય છે, તો તેનું કર્તવ્ય ઉપાસનામાર્ગ, જ્ઞાનમાર્ગ કે ભક્તિમાર્ગનું અવલંબન કરવાનું હોય છે. તેથી વર્તમાન સંપત્તિ અથવા અધિકાર એ કર્તવ્યમાં ભેદ કરનાર કારણ છે.

અધિકારમાં જેમ શક્તિ અથવા સામર્થ્યની ગણના કરાય છે તે પ્રમાણે વાસના અથવા અભિરુચિનો પણ સમાવેશ થાય છે. કેટલાક મનુષ્યની વાસના અથવા વલણ એક પ્રકારનું બંધાયું હોય છે અને તેથી તેને તેનાથી વિરોધી માર્ગ કોઇ દર્શાવે તો તે રુચતો નથી, તેની વાસના તે તરફ તેને પ્રેરતી નથી, અને તેથી તે માર્ગનું અવલંબન કરવા દેતી નથી. તેથી કર્તવ્યમાં ઉતારનાર પુરુષો તે તે વ્યક્તિની અભિરુચિ પણ જુએ છે. ઉદાહરણ તરીકે લઇએ તો કોઇને કીનાઈનપ્રતિ એટલો કંટાળો આવેલો હોય છે કે તેનું નામ દેતાં જ તેનું આખું અંગ કંપી ઉઠે છે. કોઇને આ જ પ્રમાણે ભોજ્યવિશેષ કે પેયવિશેષ-પ્રતિ દ્વેષ થઈ ગયેલો હોય છે, તો એવી વ્યક્તિમાટે કીનાઈન અથવા તે ભોજ્ય અને તે પેય હિતકર હોય તો પણ કુશળ વૈદ્ય તેનો પરિહાર કરી તેના પ્રતિનિધિરૂપ પદાર્થ આપવો પડે છે. અથવા તે તે દ્વેષ પ્રાપ્ત થએલા પદાર્થને પ્રકારાન્તરે આપવા પડે છે. આ જ પ્રકારે એવું કોઇનું અંતર વિલક્ષણ વલણવાળું થએલું હોય છે કે અમુક આમ છે એમ તેને યુક્તિ અને શાસ્ત્રથી સમજાય તો પણ તેના વલણથી તે પ્રતિકૂલ હોય તો તેનો તેનું અંતર સ્વીકાર કરી શકતું નથી. તેથી એ પ્રસંગે તેને ક્રમે ક્રમે તે તે સત્યમાં ઉતારવામાં આવે છે અર્થાત્ તેને કર્તવ્યની દિશામાં યુક્તિથી અથવા પ્રકારાન્તરે ઉતારવામાં આવે છે.

આ પ્રકારની વાસનાના અથવા અભિરુચિના અથવા તેને લીધે થએલા અંતરના ભેદને લીધે જ આપણી પ્રજામાં વિવિધ દર્શનશાસ્ત્રો

રચાયાં છે; અને તે, તે તે અધિકારિમાટે સર્વાંશે ઉપયોગી થઈ રહ્યાં છે. આ રીતની વાસના આદિનો પણ અધિકારમાં જ સમાવેશ કરાય છે અને તેથી અધિકારભેદથી કર્તવ્યનો ભેદ થાય છે એ કથનમાં આનો પણ સંગ્રહ થઈ રહે છે.

અહિં એ પણ કહેવું ઉચિત છે કે મનુષ્યોનો અધિકાર સદા એક પ્રકારનો રહેતો નથી પણ બાહ્ય સ્થિતિ અને કાળક્રમથી એમાં ભેદ પડે છે. આજે એક મનુષ્યનું સામર્થ્ય અને વાસના આદિ એક પ્રકારનાં હોય તે પરથી તે જ સામર્થ્ય અને તે જ વાસના સદા રહેશે એમ બનતું નથી. સંસારનો સ્વભાવ જ ભેદ છે. તેથી એ બંનેમાં કાળ જતાં ભેદ થઈ જાય છે. આજે એક મનુષ્ય નાસ્તિકતાનો ઉપદેશ કરતો હોય તે જ મનુષ્યને સમય જતાં ધર્મપર દૃઢ શ્રદ્ધાવાળો અથવા સામાન્ય પ્રજા જેને અંધશ્રદ્ધા કહે છે તે વાળો થઇ રહેલો આપણે જોઇએ છીએ. આજે જે વાંચી લખી કે વિચારી શકતો નથી તે જ મનુષ્ય સમય જતાં ખરો પંડિત થએલો જોવામાં આવે છે. આજે જે ધર્મપર શ્રદ્ધાવાળો અને સાત્વિક જણાય છે તે જ સમય જતાં પ્રસંગે યથેષ્ટાચરણને સેવતો દૃષ્ટિગોચર થાય છે. તેથી અધિકારના ભેદમાં કાળ પણ કારણરૂપ છે. અને તેથી વ્યક્તિના કર્તવ્યના નિર્ણયમાં કાળ પણ એક કારણરૂપ છે અર્થાત્ તે તે વ્યક્તિ માટે સમયે સમયે કર્તવ્ય ભિન્ન ભિન્ન થતું રહે છે એ સ્પષ્ટ થાય છે.

આ આદિ વિવિધ કારણોને લીધે પ્રત્યેક વ્યક્તિનું કર્તવ્ય ભિન્ન ભિન્ન હોય છે અર્થાત્ સર્વથા એક સરખું હોતું નથી એટલું જ નહિ પણ તેની તે વ્યક્તિનું કર્તવ્ય પણ સદા એકરૂપ હોતું નથી. તેથી આવાં કર્તવ્યનો વિચાર તો તે તે વ્યક્તિના અંતર બહિર સર્વને જાણનાર પુરુષ જ કરી શકે છે. પોતાના અંતર બહિર સર્વને જાણનાર પોતે જ હોઇ શકે એમ સ્પષ્ટ ભાસ તેમ છે; પણ તે સાચું નથી, જેમ આતુર મનુષ્ય પોતાના વ્યાધિનું નિદાન બરાબર કરી શકતો નથી. અને તેની ચિકિત્સા પણ પોતે કરી શકતો નથી; તેમ મનુષ્યો પોતાના અંતર બહિરને જાણનાર નહિ હોવાથી પોતાની અભિરુચિ અથવા વાસનાને લીધે જે તે સાચે કે જૂઠે માર્ગે દોરાઇ જનાર હોવાથી મનુષ્યો પોતાના પરમકર્તવ્યનો પોતે સત્ય નિર્ણય કરી શકે તેમ નથી જ.

આ જ પ્રમાણે શાસ્ત્ર પણ આ વ્યક્તિગત કર્તવ્યનો નિર્ણય કરી શકે તેમ નથી; કારણ કે શાસ્ત્રો સામાન્યપણે જ પ્રવૃત્ત થએલાં છે; અને તેથી સામાન્યરૂપે જ નિર્ણય કરી શકવા સમર્થ છે. વિશેષ રૂપે નિર્ણય કરી શકે તેમ નથી. હોમીઓપથીના નિયમથી ઔષધોપચાર ગ્રહણ કરનાર આતુર પુરુષ જેમ એ વિદ્યામાં નિષ્ણાત પુરુષપાસે જાય છે તથા તે તે પોતાને અંતર પ્રતીત થતાં ચિહ્નો જણાવે છે, તથા તે કુશલ પુરુષ એ આંતર ચિહ્નોને શ્રવણ કરે છે અને બીજાં બાહ્ય ચિહ્નો પોતે અવલોકી નિર્ણય કરે છે તથા તે પુરુષનો પૂર્વનો ઇતિહાસ તથા તેના કુટુંબનો ઉપયોગપૂરતો ઇતિહાસ પૂછીને સજ્ઞાન થાય છે. પછી તે બધાં ચિહ્નોનો સમુદાય વિચારી કોઇ એક ઔષધશાસ્ત્રના નિયમપ્રમાણે નિર્ણય કરી તે આતુર પુરુષના વ્યાધિમાટે જણાવે છે, અને તે ઔષધ જેમ એ આતુર પુરુષ ગ્રહણ કરી વ્યાધિમુક્ત થઇ રહે છે તે જ પ્રમાણે આ અધિકારાનુસાર અને પ્રાપ્તવ્યાનુસાર કર્તવ્યનો નિર્ણય કરવા અર્થે તે તે મનુષ્યે એવા મહાપુરુષની સહાય લેવી આવશ્યક છે કે જે એનો પ્રાપ્તવ્યઉદ્દેશ જાણી તથા એનો તે સમયનો અધિકાર લક્ષમાં લઇ એને કર્તવ્યનો શાસ્ત્રાનુસાર બોધ કરે.

આ પ્રકારે અધિકારનું અબાધિત જ્ઞાન જેમને થઇ શકે છે અને જે શાસ્ત્રાનુસાર કર્તવ્યને દર્શાવી શકે છે તે મહાપુરુષને જ સદ્ગુરુ કહેવામાં આવે છે. તેથી આ વિચારથી એ સ્પષ્ટ થાય છે કે વ્યક્તિગત વિશેષ કર્તવ્ય અત્ર ચર્ચવામાં આવે તેમ નથી પણ તેટલા પરથી સર્વ મનુષ્યોનું પ્રથમ કર્તવ્ય એ પણ સિદ્ધ થાય છે કે પ્રત્યેક વ્યક્તિએ આ પોતાના વિશેષ કર્તવ્યના જ્ઞાનમાટે **શ્રીસદ્ગુરૂને** શરણ થવું આવશ્યક છે; તાત્પર્ય કે આપણું પ્રધાન વર્તમાન કર્તવ્ય એક તો **શ્રીસદ્ગુરૂને** શરણ થઇ રહેવાનું છે.

જેમ એક પક્ષથી પ્રાપ્તવ્યાદિના ભેદને લીધે કર્તવ્ય ભિન્ન ભિન્ન ઠરે છે, તેમ અન્ય પક્ષથી વિચારતાં કેટલુંક કર્તવ્ય સામાન્યરૂપે સર્વ વ્યક્તિને સાધારણરૂપે પણ નીકળી શકે છે. પ્રતિક્ષણે પ્રતિવ્યક્તિનું પ્રાપ્તવ્ય ભિન્ન ભિન્ન તેની વૃત્તિએ સ્થાપ્યું હોય તોપણ મનુષ્યમાત્રે સામાન્ય પ્રાપ્તવ્ય પણ છે એટલે મનુષ્યમાત્રનો ઉદ્દેશ કોઇ સર્વસાધારણ પ્રાપ્તવ્યની સિદ્ધિ કરવાનો પણ જણાય છે. અને તે આ સ્વલ્પ વિચારથી સ્પષ્ટ થાય છે. એક મનુષ્ય ધનપ્રાપ્તિનો ઉદ્દેશ

રાખી પ્રવૃત્તિ કરતો જણાય છે તે મનુષ્યને કોઇ અખૂટ ધન આપવા તૈયાર થાય અને તે જો કહે કે તે સદા અસહ્ય વેદનાવાળા વ્યાધિથી ગ્રસ્ત રહેશે અથવા તે અખૂટ ધન પ્રાપ્ત કર્યા પછી તેને કારાગૃહમાં સદા માટે સખત મજુરી કરતાં રહેવું પડશે તો તે મનુષ્ય અખૂટ ધનની પ્રાપ્તિ થતી સ્વીકારતો નથી. એ શું દર્શાવે છે? એ એજ દર્શાવે છે કે એણે ધનપ્રાપ્તિનો ઉદ્દેશ રાખ્યો છે ખરો પણ એ પ્રધાન ઉદ્દેશ નથી, એમ એનું અંતર કહે છે. એ ઉદ્દેશ તાત્કાલિક એના મનમાં રમી રહ્યો છે પણ એ જ એનો ઉદ્દેશ નથી. અન્ય યશસ્‌ની ઇચ્છા રાખે છે તેને પણ કોઇ દેવ વા મનુષ્ય દિગંત યશ આપે અને તેના બદલામાં તેને સદા રોગી કરે અથવા તેના સ્નેહી સંબંધિઓથી રહિત કરે અથવા એવી કોઇ પ્રકારની દુઃખમય સ્થિતિમાં તેને સ્થાપે તો એ મનુષ્ય આ પ્રકારે દુઃખને સહી યશસ્‌ને ખરીદવા તૈયાર થતો નથી. આ જ પ્રમાણે સત્તાની કામનાવાળાને ત્રૈલોક્યપર સત્તા અર્પવામાં આવે અને તેના બદલામાં તેને સુખમાત્રથી રહિત સ્થાપવામાં આવે તો એ મનુષ્ય એ પ્રકારે સત્તાને લેવા તત્પર થતો નથી. આ જ રીતે સ્ત્રી, સુત, ક્ષેત્ર આદિ અસંખ્ય કામ્ય પદાર્થોના સંબંધમાં આવી જ સ્થિતિ મનુષ્યમાત્રની જોવામાં આવે છે. તેથી એ સર્વ એ જ સુચવે છે કે આ સર્વ વિવિધ પદાર્થો મનુષ્યના ઉદ્દેસ્ય થયા છે પણ તે પ્રધાન ઉદ્દેસ્ય નથી, પણ કોઇ ઇતર પદાર્થના સાધનરૂપે જ એ ઉદ્દેસ્ય થઇ રહ્યા છે. અને એ સુખરૂપ ઇતર પદાર્થની પ્રાપ્તિની ઇચ્છા એના અંતરમાં અણુ અણુમાં પ્રકટપણે વા ગુપ્તપણે વ્યાપી રહી છે. એ સત્ય છે કે જેમ કોઈ ધનાઢ્ય ગૃહસ્થ રમત રમવાની શરુઆત કરે છે, ત્યારે તે રમત આનંદ આપનાર છે માટે આનંદની પ્રાપ્તિને માટે તે રમવી આરંભે છે અથવા તે વ્યાયામ આપનાર છે અને તેથી નીરોગતાના સાધનરૂપ છે એમ જાણી નીરોગતાની પ્રાપ્તિ માટે તે રમત આરંભે છે અને પછી ક્રમે ક્રમે તે તે રમતમાં રસ વધતાં એવી દશા થાય છે કે એ રમતથી આનંદ ન થતાં સાધારણ કામ થતું હોય અથવા નીરોગતાને બદલે અતિશય વ્યાયામ થતાં રોગના હેતુરૂપ તે રમત થઇ રહે છે, તોપણ તે મનુષ્ય તેને ત્યજતો નથી અર્થાત્ અભ્યાસને લીધે તે આનંદ અથવા નીરોગતાનું સાધન જે રમત તે ક્રમે કરી પોતે જ સાધ્યરૂપ થઇ રહે છે. તે જ પ્રમાણે ધનઆદિ પદાર્થો સુખના હેતુરૂપે

આરંભમાં કામ્ય ગણતાં ક્રમે કરી એ સ્વતઃ કામ્ય જ હોય તેમ કોઈ કોઇને થઇ રહે છે, અને તેથી એ પદાર્થપ્રાપ્તિની પ્રવૃત્તિ મુખ્ય સાધ્ય જે સુખ અથવા દુઃખનો પરિહાર તેની વિઘાતક થઇ રહે છે. છતાં તેવી પ્રવૃત્તિ મનુષ્ય કરતો રહે છે. આમ છતાં તે જ્યારે શાંતપણે વિચારે છે, તો તે અભ્યાસથી પ્રકટેલો આવેશ શમે છે અને તે વિચારે છે ત્યારે તેનું અંતર સ્પષ્ટપણે મુખ્ય સાધ્યને જ આગળ ધરે છે, અને તેની પ્રવૃત્તિ ભૂલવાળી છે એ તેને જણાવે છે. તેથી અવાંતર સાધનરૂપ પ્રાપ્તવ્યનો ભેદ છતાં મનુષ્ય માત્રમાં સુખની, નિરતિશય સુખની, દુઃખથી અમિશ્રિત સુખની, નિત્ય સુખની પ્રાપ્તવ્યતા સદા રહેલી છે. અર્થાત્ આ અંશમાં, આ પ્રધાન ભાગમાં આપણા સર્વની પ્રાપ્તવ્યતા એક સુખરૂપ પદાર્થમાં પરિણત થઇ સ્થિત થઇ છે.

અધિકારના વિષયમાં પ્રતિવ્યક્તિનો અધિકાર ભિન્ન ભિન્ન પ્રકારનો હોય છે એ ઉપર કહેવાયું છે. તે જ પ્રમાણે અધિકારની કેટલાક અંશમાં સમાનતા પણ છે. આપણે સર્વ મનુષ્ય છીએ સર્વનાં શરીર માનુષ છે, સર્વ કર્મ કરી ફલ ભોગવવાના અધિકારી છીએ, સર્વને પાંચ જ્ઞાનેન્દ્રિય, પાંચ કર્મેન્દ્રિય છે, સર્વને વિચાર કરનાર મનબુદ્ધિ પ્રાપ્ત છે, સર્વ માનુષ સમાજના અવયવરૂપ છે ઇત્યાદિ વિવિધ અંશો આપણા સર્વમાં સમાન પણ છે, અને તેથી એ સમાનતાને લીધે આપણા કર્તવ્યમાં કેટલેક અંશે સમાનતા પણ છે.

તેથી આ રીતે પ્રાપ્તવ્ય, પ્રધાન પ્રાપ્તવ્ય એક હોવાથી અને અધિકારની સમાનતા હોવાથી આપણું સમાન કર્તવ્ય હોઇ શકે છે, અને એ જ અત્ર આપણું કર્તવ્ય એ પદોથી વિવક્ષિત છે. શાસ્ત્રમાં પણ એવી સમાનતા લઇને જ તે તે કર્તવ્યનો ઉપદેશ કરવામાં આવ્યો છે

હવે આપણું વર્તમાન કર્તવ્ય અત્ર વિચારવાનું છે. ઘણે પ્રસંગે એવું બને છે કે સાધારણ કર્તવ્ય એક હોય છે છતાં વર્તમાન કર્તવ્ય ભિન્ન હોય છે. ઉદાહરણતરીકે એક મનુષ્યને તીવ્ર ક્ષુધા લાગી છે તો તેનું સાધારણ કર્તવ્ય સંધ્યાવંદન, અભ્યાસ, ધનપ્રાપ્તિનો ઉદ્યોગ ગમે તે હોય તોપણ તાત્કાલિક કર્તવ્ય એમાંથી કોઇ પણ નથી પણ તીવ્રક્ષુધાની નિવૃત્તિને અર્થે આહાર ગ્રહણ કરવો એ છે. એ સમયે ગ્રંથનો અભ્યાસ કરવો કે વ્યાપારની પેઢી ચલાવવી

એ આદિ કર્તવ્ય નથી. એક મનુષ્યને કોઇ વ્યાધિ થયો હોય તો એનું વર્તમાન કર્તવ્ય તે વ્યાધિની નિવૃત્તિ થાય એવા ઔષધનું ગ્રહણ કરવું એ છે. અને એથી ઇતર રમત રમવી કે મિષ્ટાન્ન ગ્રહણ કરવું ઇત્યાદિ નથી. તેથી વર્તમાન કર્તવ્ય અને ચાલતા કર્તવ્યમાં પ્રસંગે ભેદ હોય છે. કોઇવાર ચાલતા કર્તવ્યને વિશેષ ઉત્સાહથી જ કરવું એ વર્તમાન કર્તવ્ય ઠરે છે. જેમકે રોગીને રોગની પીડાની નિવૃત્તિમાટે ઔષધોપચાર ચાલતો હોય તો તેને ઔષધનું ગ્રહણ કરવું એતો ચાલતું કર્તવ્ય છેજ, પણ રોગની પીડા થતી હોય તો તેને નિવૃત્ત કરવા ઇતર ઔષધનું ગ્રહણ કરવું અથવા આરોગ્યશાસ્ત્રના નિયમોનું વિશેષ આગ્રહથી પાલન કરવું ઇત્યાદિ વર્તમાન કર્તવ્ય રહે છે. તાત્પર્ય કે વર્તમાન કર્ત્તવ્ય વર્તમાન સ્થિતિઉપર આધાર રાખે છે, અને વર્તમાન સ્થિતિમાં જેની ખાસ અગત્ય જણાય તે વર્તમાન કર્તવ્ય કહેવાય છે. તો આ પ્રકારનું આપણું વર્તમાન કર્તવ્ય શું છે?

આ વિચાર સ્પષ્ટપણે વર્તમાન સ્થિતિપર આધાર રાખે છે, અને તેથી વર્તમાન સ્થિતિ કેવી છે તે જોવાની અપેક્ષા રહે છે. ત્યાં આપણી સંપૂર્ણ વર્તમાન સ્થિતિનું ચિત્ર આપવું અશકય છે. આ લઘુ લેખમાં એ થઈ શકે તેમ નથી. તે સાથે એની અગત્ય પણ નથી; કારણકે વર્તમાન સ્થિતિને ચિતરવા આપણે પ્રવૃત્ત થયા નથી, પણ વર્તમાન સ્થિતિઉપરથી આપણા વર્તમાન કર્તવ્યનો નિર્ણય કરવા જ આપણે પ્રવૃત્ત થયા છીએ. આ કારણથી જ વર્તમાન સ્થિતિમાં જે ગુણરૂપ અંશો છે તેનું પ્રતિપાદન પણ અત્ર અસ્થાને છે. માત્ર વર્તમાન સ્થિતિમાં જે ખામી છે કે જેને દૂર કરવી આવશ્યક છે અને જેને માટે આપણું ખાસ કર્તવ્ય રહે છે તેનું જ નિરીક્ષણ કરવું કરાવવું આવશ્યક છે. આ ખામીઓપ્રતિ દૃષ્ટિ કરનારને અને સૂક્ષ્મપણે જોનારને એની સંખ્યા તથા એની જાતિ ઘણી જણાય તેમ છે. છતાં તે સર્વનો વિચાર અત્ર કરવો ધાર્યો નથી. પણ થોડી જ ખામી જે ઉપરઉપર જોનારને પણ જણાઇ આવે તેવી છે, અને જેને માટે કોઇ વિવેકી સુજ્ઞને લેશપણ સંશય રહેતો નથી, તે જ જોવાનું રાખ્યું છે અને તેટલાઉપરથી જો આપણે વર્તમાન કર્તવ્ય એવા પ્રકારનું નિર્ણય કરી શકીએ કે જેથી ઇતર ખામીઓ એની મેળે દૂર થઇ રહે તો આ અલ્પસંખ્ય ખામીનું ચિત્ર પણ પૂરતું ગણી શકાય તેમ છે.

આપણો પ્રજાવર્ગ ઘણાં વર્ષો થયાં વિદેશી પ્રજાના સંસર્ગમાં અને સત્તામાં ચાલતો રહ્યો છે. અને તેથી કરીને આચારવિચારાદિનો વિનિમય કેટલીએવાર થયો છે. તે તે સંસર્ગમાં આવતી પ્રજાના કોઇ કોઇ આચારો, કોઇ કોઇ વિચારો, કોઇ કોઈ રીતભાત અને કોઈ કોઈ શબ્દોઆદિ આપણામાં આવતા રહ્યા છે, તેથી તે તે પ્રજાની અસર આપણાપર થતી રહી છે; છતાં પાશ્ચાત્ય પ્રજાઓના સંસર્ગમાં આપણે આવ્યા છીએ ત્યારથી આપણામાં મોટો ફેરફાર થયો છે. એ સંસર્ગથી જેટલો આચારવિચારમાં ફેર થયો છે તેટલો ફેર ભાગ્યેજ કોઇ પ્રજાના સંસર્ગમાં આવવાથી આપણામાં થયો હોય. ઐતિહાસિક દૃષ્ટિથી વેદોનું અધ્યયન કરનાર જણાવે છે કે ભારતવર્ષની મૂળ રહેવાસી દસ્યુ અને પણિ આદિ પ્રજાના સંબંધથી આપણામાં જે આચારવિચાર દાખલ થયા તેનો ઉલ્લેખ અથર્વવેદમાં છે. ઇતર પ્રજાના સંબંધથી પણ ક્રમે ક્રમે કંઇ કંઇ આચારવિચાર પ્રાપ્ત થયા છે; તો પણ પાશ્ચાત્ય પ્રજાઓના સંસર્ગથી આપણામાં મોટો ફેરફાર થયો છે. આપણી દૃષ્ટિનું કેન્દ્ર એક રીતે વધ્યું છે અને આપણે દૂર જોઇ શકતા થયા છીએ. આપણી દૃષ્ટિ વિસ્તીર્ણતાને પામી છે. ઐતિહાસિક દૃષ્ટિથી અવલોકન કરવાની પ્રથા આપણામાં આવી છે. આપણો દેશ એક પૃથક્કૃત દેશ નથી પણ અન્ય અનેક દેશોના સંબંધવાળો દેશ થયો છે. શિક્ષણપદ્ધતિમાં ફેર થયો છે. ઈંદ્રિયોને કેળવી શાસ્ત્રીય રીતે ઈંદ્રિયોના બલનો વિકાસ કરવો અને નિરીક્ષણશક્તિને વધારવી એ પ્રતિ આપણું લક્ષ ગયું છે. રાજ્યતંત્રના વિવિધ પ્રકારનો અને તેમાંથી સમયાનુસાર જે પ્રકાર યોગ્ય હોય તેનો જ સ્વીકાર કરવો આપણે યોગ્ય ગણતા થયા છીએ. વિજ્ઞાનની ઉપેક્ષા ન કરતાં તેનો આદર કરવા લાગ્યા છીએ. અને વિજ્ઞાનના ખેડાણમાં આપણે પણ પ્રયત્ન કરતા રહીએ છીએ. વૈદ્યવિદ્યામાં નિદાનની પદ્ધતિઓ બદલાઇ છે અને શસ્ત્રોનો ઉપયોગ અધિક અધિક કરવા લાગ્યા છીએ. યુદ્ધકલામાં ઉપયોગી બાણ અને ધનુષ શિવાય બીજાં અનેક આયુધો આપણા જાણવામાં આવ્યાં છે; અને તેને વાપરવાની કલાવિગેરે પણ આપણા યોદ્ધાઓમાં આવી છે. વ્યાપારની વિદ્યા તથા કલામાં પણ વિવિધ ફેરફારો થયા છે. આ આદિ સર્વદિશાઓમાં જોવામાં આવશે તો એ પ્રજાઓના સંસર્ગથી આપણામાં મોટામાં મોટા ફેરફારો થયા

છે અને તે ફેરફારના અંગમાં લાભ પણ આપણે ભોગવીએ છીએ. છતાં કુદરત એક એવી વિલક્ષણ સત્તા છે કે લૌકિક દશામાં જ્યાં ત્યાં સમીકરણ કરવા ચુકતી નથી. એક જંગલમાં ન્યૂનાધિક સંખ્યામાં વિવિધ પ્રાણીવર્ગમાં નરમાદા મૂકી દેવામાં આવે છે. અલ્પ સમયમાં જ કુદરતની સત્તા સમીકરણ કરી દે છે. એટલે કે જે જાતિના નર વધારે સંખ્યામાં હોય છે તે જાતિમાં માદાની વિશેષ ઉત્પત્તિ થાય છે અને જે જાતિની માદાની સંખ્યા વિશેષ હોય છે તે જાતિમાં નરની વિશેષ સંખ્યા ઉત્પન થાય છે અને આ રીતે નર અને માદાની સંખ્યા લગભગ સરખી કુદરત કરી મૂકે છે. હાલ ચાલતા યુદ્ધમાં નરોનો વધ થતો ચાલે છે તો તે પ્રજાનું જન્મપત્રક જોતાં જણાય છે કે જન્મતાં બાળકોમાં કન્યા કરતાં પુત્રોની સંખ્યા વધારે હોય છે. ઘણી વધારે કુદરતે કરી છે. અને આ રીતે કુદરત સમીકરણ કરતી રહે છે. આજ નિયમ સર્વત્ર લાગુ પડતો જણાય છે. કોઇ લૌકિક સ્થિતિથી લાભ થાય છે, તો અન્ય પ્રકારે ઘણી વાર તેટલા પ્રમાણમાં અથવા ન્યૂનાધિક પ્રમાણમાં તેથી હાનિ પણ થાય છે. કદાચ આ નિયમ સર્વત્ર નહિ લાગુ પડે તોપણ પ્રસ્તુતમાં તો લાગુ પડેલો જ છે. પાશ્ચાત્ય આચારવિચારાદિના જાણી જોઇને કે અજાણતાં વિચારપૂર્વક કે અવિચારપૂર્વક ગ્રહણ કરવાથી આપણને કેટલીક મોટી હાનિ પણ થઈ રહી છે. ત્યાં મોટામાં મોટી હાનિ તો એ થઇ છે કે આપણી પ્રજામાં ભોગતૃષ્ણા પ્રતિદિવસ વધતી જાય છે અને અમર્યાદ થતી જાય છે. હાલ જ્યાં ત્યાં દૃષ્ટિ કરવાથી જણાશે કે સાદા જીવનપર તિરસ્કાર અથવા ઉપેક્ષા અને ડાકમાકવાળા જીવનની જ આતુર ઇચ્છા જણાય છે. ગૃહ આરોગ્યશાસ્ત્રના નિયમ પ્રમાણે સારૂં હોય કે નહિ તેની પરવા નથી, પણ બહારથી શોભાવાળું જોઇએ. વસ્ત્રો ઉપયોગ પૂરતાં અને આરોગ્યશાસ્ત્રના નિયમપ્રમાણેનાં છે કે નહિ તેની દરકાર નથી પણ મોંઘાં, હાલના જેન્ટલમેનને શોભે તેવાં અને ભપકાદાર હોવાં જોઇએ. ગૃહમાં ફાટલાં અને મેલાં વસ્ત્રો પહેરી શરીરને રોગગૃહ બનાવાય તો ચિન્તા નહિ પણ બહાર જતી વખતે ફેશનેબલ વસ્ત્રો હોવાં જોઇએ. નાતવરામાં ગંધર્વલોકથી અપ્સરા ઉતરી આવી હોય એવો પહેરવેશ વગેરેનો દેખાવ સ્ત્રીઓનો કરવો જોઇએ. ગૃહમાં અપટુ ડેઇટ ફરનિચર જોઇએ. પછી તેનો ઉપયોગ કરાય છે કે નહિ કે તે સાફ રહે છે કે નહિ તેની પરવા નથી. આ આદિ બાહ્ય ટાપટીપ અને

આડંબરને લીધે અર્થની કામના વિવૃદ્ધ થાય એ સ્વાભાવિક છે. તેથી જ્યાં ત્યાં દૃષ્ટિ કરી જોવામાં આવશે ત્યાં જણાશે કે પ્રજા વર્ગ અર્થને માટે જ ગણ્ડસ્થલપર અંગુલી મૂકી ચિંતન કરતો હોય છે. અભણ પ્રજા અને ભણેલી, બુદ્ધિવાળી અને ઓછી બુદ્ધિવાળી, શેઠ અને નોકર, શિક્ષક અને શિષ્ય, નીરોગી અને સરોગી સર્વને એક દિવસમાં જ પૈસાદાર થઈ જવાની, લક્ષાધિપતિ થઈ જવાની, આતુર ઇચ્છા થઇ ગઇ છે. સાધારણ પ્રજા ધનને અર્થે જ હજી કીમીઆની પાછળ મચી રહી છે. કોઇ બાવો કે અવધૂત સોનું કરી આપે છે એવો ગંધ સરખો પણ આવે છે કે તેની પાછળ ધક્કા ખાતી રહે છે. અને બીજે પક્ષે સવ સટ્ટાનો શોખ કરી રહ્યા છે. બજારમાં જોવામાં આવશે તો સર્વ દિશામાં આ ધૂન ચાલી રહેલી જણાશે. શેરનો સટ્ટો, ચાંદીનો સટ્ટો, સોનાનો સટ્ટો, રૂનો સટ્ટો, અફીણનો સટ્ટો, અળસીનો સટ્ટો, નોટનો સટ્ટો, સર્વ પ્રકારનો સટ્ટો અષ્ટ દિશામાં નજરે આવ્યા વિના રહેતો નથી. અને તેમાં ભાગ લેનાર કોણ છે ? સર્વજ. શેઠ, ચાકર, નોકરીઆત માણસ, વિદ્યાર્થી, કારકુન, ગુમાસ્તા અને છોકરાઓ સુદ્ધાંત. નહિ ભાગ લે તે નાતબહાર જેવું છે. જેમની પાસે પૈસા હોય, જેઓ માલ ખરીદી લઇ શકે, તેવા હોય અને કદાચ કરે તો ઠીક છે; પણ આ તો ઘરમાં દશ રૂપીઆની પણ સિલક નહિ હોય તે પણ દશ હજારનો સટ્ટો કરવા તૈયાર થઇ જાય છે. આનું કારણ માત્ર એ જ છે કે ભોગતૃષ્ણા વિવૃદ્ધ થવાથી અર્થપ્રાપ્તિ જ પ્રધાન ઉદ્દેશ્ય થઇ રહી છે. બુદ્ધિવાળા લોક જાણે છે કે આવા વ્યાપારોથી દેશની સમૃદ્ધિ કોઇ રીતે વધતી નથી. આ કોઇ પ્રકારનો સાચો અને કર્તવ્ય વ્યાપાર નથી. આ ઉદ્યમ નથી પણ માત્ર આલસ્યને ઉત્તેજન આપવાનો માર્ગ છે છતાં તેઓ પણ પ્રસંગ આવે છે ત્યારે એ જ ભોગતૃષ્ણાના ભોગ થઈ પડી એ માર્ગનું ગ્રહણ કરે છે. અન્ય ઉદાહરણ લઇએ તો હાલ કોઇ સારો ઉદ્યમ કાઢે અને તેમાં પૈસાની જરૂર હોય તો તેના શેરો કાઢે તો તે શેરોને ભરાતાં વિલંબ થાય છે. ગયે વર્ષે સરકારી લોન નીકળી ત્યારે તેને ભરાતાં વિલંબ થયો હતો, પણ ટર્ફ કલબની લોટરી નીકળે છે ત્યારે તે કેટલા ટુંકા સમયમાં ભરાઈ જાય છે? ગયે વર્ષે જ લોટરીને ભરાતાં કેટલો સમય થયો હતો? ઘોડાદોડની સરતમાં ટીકીટો કેટલા સમયમાં ભરાઇ જાય છે? આ સર્વમાં જરાએ વિલંબ થતો નથી. કોઇને એ

ટીકીટો લેવા કહેવું પણ પડતું નથી. દરેક મનુષ્ય નશીબ અજમાવવા તૈયાર થાય છે કારણ કે પુરુષાર્થ અજમાવવાને પહેલા નંબરનો કાયર હોય છે. આ એ જ સ્થિતિ દર્શાવે છે કે આપણી પ્રજામાં સર્વને એક દિવસે જ પૈસાદાર થઇ જવાની આતુર ઇચ્છા થઇ છે; વિનાપ્રયત્ને જ ધનાઢ્ય થઇ જવાની ઇચ્છા થઇ છે. આપણી ભોગતૃષ્ણા મર્યાદાનું ઉલ્લંઘન કરી ગઈ છે. મોટા મોટા શહેરોમાં આ સ્થિતિનું દર્શન સર્વત્ર થાય છે, પણ હવે નાના કસબા અને ગામો પણ એનાથી રહિત જણાતા નથી. તેથી મોટામાં મોટી પ્રથમ હાનિ ભોગતૃષ્ણાની વિવૃદ્ધિરૂપે થઈ છે એ કહેવામાં અતિશયોક્તિ નથી.

કોઇને અહિં એમ લાગશે કે અર્થની સમૃદ્ધિ દેશમાં વધે નહિ તો આપણો દેશ છેક પાછળ પડી જાય અને બીજા દેશની અપેક્ષાએ કંગાલ થઇ જાય, તેથી અર્થની–ધનની વૃદ્ધિ કરવી એ કર્તવ્ય જ હોવું જોઇએ. આ પ્રકારે કોઇ કહેતો તે કહેવું અસત્ય નથી. ઉપર જે કહ્યું છે તેમાં ધનની સમૃદ્ધિ દેશમાં નહિ કરવી એવો કહેવાનો ભાવ છે જ નહિ. જે લોક સટ્ટામાં ભાગ લે છે, લોટરીની ટિકિટો ખરીદ કરે છે અને મોજશોખમાં ધનનો વ્યય કરે છે તેમણે પોતાની જાતને જ પૂછવું કે તેઓ દેશની ધનસંપત્તિ વધારવાને એ ફાંફાં મારે છે કે પોતાની ભોગતૃષ્ણાને સંતોષવાને માટે એ પ્રવૃત્તિ કરે છે, તેમનું અંતઃકરણ તેમને સ્પષ્ટ જણાવશે કે દેશની સમૃદ્ધિ વધારવાનો તો તેમને વિચારસરખો પણ આવ્યો નથી, એ વાતનો તો તેમને ખ્યાલસરખો પણ નથી; વળી ઉપર ઉદાહરણોમાં જે વ્યાપારી ગણ્યા છે તે દેશની સમૃદ્ધિ કેવી રીતે વધારે તેમ છે ? માત્ર એકનું ધન કે અનેકનું ધન હરી અન્યની પાસે અલ્પ સમય ભેગું થાય છે. દેશમાં જે ધન છે તેનાપર જ માલિકનો ફેરફાર થાય છે એમાં દેશની સમૃદ્ધિ જરાએ વધતી નથી. દેશની સમૃદ્ધિ વધારવાના તો સાચા ઉદ્યમો છે અને તે ઉદ્યમમાં ઘડીમાં પૈસાદાર થવાતું નથી, પણ પ્રયત્નવડે જ તે ઉદ્યમો થાય છે અને તેમાં ક્રમવડે જ ધનની પ્રાપ્તિ થાય છે. તેવા ઉદ્યમો કરવામાં આવે તો તે તો ઇષ્ટ જ છે, ખરૂં જોતાં તો આપણી પ્રજા એક પક્ષે જોતાં કૃતઘ્ન થઇ રહી છે. આપણે પહેરવાનાં વસ્ત્રો જોઇએ તો તે બીજી પ્રજા આપણને આપે ત્યારે આપણે પહેરી શકીએ છીએ. ઘરમાં પ્રકાશ કરવો હોય તો બીજી પ્રજાપાસે દીપકો આપણે મેળવી શકીએ છીએ. દીપક પ્રકટાવવા દીવાસળીમાટે પણ

બીજી પ્રજાનો જ ઉપકાર. ફરનિચર જોઇએ તો તેમાં પણ બીજી પ્રજાનો જ ઉપકાર. અલંકાર અને ધન સાચવવા પેટી જોઇએ તો તેમાં પણ બીજી પ્રજાના જ ઋણી થવાનું. રોગની પીડા થાય તો બીજી પ્રજા જ ઔષધ આપે ત્યારે આપણે સારા થવાનું. ઔષધ પીવા માટે વાસણ તો તે પણ બીજી પ્રજાપાસેથી જ લાવવાનું. રોગનું નિદાન કરાવવું હોય તો તે પણ બીજી પ્રજાની મદદથી જ થઈ શકે; ચિકિત્સા કરવી હોય તો તે પણ બીજી પ્રજાનીજ મદદથી થઇ શકે. શસ્ત્રની ક્રિયા કરવાની હોય તો શસ્ત્ર બીજી પ્રજા આપે ત્યારે જ આપણો દહાડો વળે. વાહનો જોઇએ તો તે પણ અન્ય દેશમાંથી જ લાવીએ ત્યારે વાહનમાં તેલ જોઇએ તો તે પણ બીજી પ્રજાના જ ઉપકારનું ફલ અધિક શું. ખાવાનો આહાર જોઇએ તો તેમાં પણ બીજી પ્રજાની જ સહાયતા અને પીવા માટે પાણી જોઇએ તો તેમાં પણ બીજી પ્રજાનો જ ઉપકાર. એવું શું રહે છે કે જેમાં આપણા ઉપર બીજી પ્રજાનો ઉપકાર નથી. આપણે રહેવાનું ઘર, ઓઢવા પાથરવાનાં વસ્ત્રો, વાહનો, આસનો, સર્વ રાચરચીલું, તિજોરી વગેરે સાધનો, યુદ્ધનાં શસ્ત્રો, આહારવિહારના સર્વ પદાર્થો તપાસીશું તો આપણી પ્રજા પ્રત્યેકમાં અન્ય પ્રજાની ઋણી જ જણાશે. આપણો સર્વ વ્યવહાર અને આપણું જીવન પણ બીજી પ્રજાના ઉપકાર રૂપે જ છે. તેથી આપણી પ્રજાએ એ સવ ઋણ વાળવા જાગ્રત્ થવાનું છે. સદાકાળ ઉપકાર ગ્રહણ કર્યા જ કરવો અને તેનો બદલો નહિ વાળવો એનું નામ કૃતઘ્નતા છે. એ ઋણ ક્યારે વળશે કે જ્યારે બીજી પ્રજાઓનાં જીવન અને વ્યવહારમાત્ર આપણી પ્રજાના ઉદ્યમથી જ ચાલે તેવું થશે ત્યારે. પણ એ સ્થિતિ તો દૂર છે. તેથી આપણી પ્રજા ઉદ્યમ કરી પોતાનું જીવન અને પોતાનો વ્યવહાર ચલાવી શકે અને અધિક ઋણમાં આવતી બંધ થઈ રહે તો તે પણ તત્કાલ ઇષ્ટ છે. તેથી આ ઉદ્દેશને સિદ્ધ કરનાર ઉદ્યમો પ્રજા કરે તો તેને ધન્યવાદ હાલ આપવાનો રહે છે. તેથી એ ઉદ્યમની સામે અત્ર કહેવાનો ભાવ છે જ નહિ. અત્ર જે કહ્યું છે કે આપણને મોટી હાનિ થઈ છે તે ઉદ્યમો કરવાની પ્રવૃત્તિ કરવાની ઇચ્છા થાય છે તે નથી, પણ ભોગતૃષ્ણાની વિવૃદ્ધિ થઇ છે તે જ હાનિ છે અને તેનાં જવલંત ઉદાહરણો એક બે ઉપર જણાવ્યાં છે.

ભોગતૃષ્ણાની અભિવૃદ્ધિ થવાથી એના કાર્યપરંપરામાં દેહા-

ત્માધ્યાસની દઢતા થઇ ગઇ છે. વસ્તુતઃ તો દેહાત્માધ્યાસ–દેહ એ જ આત્મા છે એવું ભાન–ભોગ તૃષ્ણાનું કારણ છે. હું ભોક્તા છું, દેહનાં સુખદુઃખે હું સુખી દુઃખી છું, ઇત્યાદિ ભાન દેહને આત્મા જાણવાથી જ થાય છે. પણ જેમ સંસ્કારથી જ સ્મૃતિ બંધાય છે, છતાં સ્મૃતિ જેટલી વાર થાય છે તેટલી વાર તે તે સંસ્કારની દઢતા થતી જાય છે, અને સ્મૃતિ દીર્ઘ સમય નહિ થવાથી તે પડી રહેલો સંસ્કાર ઘસાઇ જઇ નહિવત્ થઇ જાય છે, તેથી સંસ્કાર સ્મૃતિનું કારણ છતાં સ્મૃતિ સંસ્કારની દઢતાનું કારણ થઇ શકે છે. જેમ દેહાત્માભિમાન ભોગતૃષ્ણાનો હેતુ છતાં ભોગતૃષ્ણાની વિવૃદ્ધિ દેહાત્માભિમાનની દઢતાનો હેતુ થઇ શકે છે. આથી ભોગતૃષ્ણાની વિવૃદ્ધિ થવાથી દેહાત્માધ્યાસની દઢતા આપણી પ્રજામાં થતી જાય છે. એ દઢતા અને તીક્ષ્ણતા કેટલે અંશે થઇ છે તે એનાં કાર્યથી સમજી શકાય છે. દેહાત્માધ્યાસનાં કાર્ય દ્વંદ્વની અસહિષ્ણુતા, માનાપમાનની તીવ્ર સંવેદના, સ્વાર્થપરાયણતા આદિ છે. આજકાલ દ્વંદ્વોના સહન કરવાનું સામર્થ્ય કેવળ જતું રહ્યું છે અને તેને સ્થાને કેવળ કાયરતા પ્રકટી છે એટલું જ નહિ પણ સાધારણ અગવડ પણ પ્રજા સહન કરી શકતી નથી. સહજ દુઃખ થાય છે કે તરત ડાકટરને ત્યાં ડોટ મૂકાય છે; અને તેમ છતાં પણ તે દુઃખ મટતું નથી તો ડાકટરોનું સંમેલન કરવાની ધમાલ ચાલે છે. એકવાર મોટા શહેરમાં ગૃહસ્થોની સ્થિતિ જોનારને દુઃખની કાયરતાનો ખ્યાલ આવ્યા વિના રહેતો નથી; અને તે છતાં તે ગૃહસ્થ પથારીમાં કેવી દયામણી અને દુઃખદાયક સ્થિતિમાં તેટલો સમય ગાળે છે તે તો વિવેકથી જોનારને તેમની દુર્દશા જોઇ અશ્રુપાત થયા વિના રહેતો નથી. જેમ ગૃહસ્થાઇ વધી તેમ પાણીનો લોટો પણ રામો આણી આપે, બુટ પણ સિપાઇ પહેરાવે, વસ્ત્રો પણ નોકર પહેરાવે અને પોતે તો નિર્જીવ અને નિશ્ચેષ્ટ સ્તંભવત્ ઉભા રહેવાનું. પાણીનું પવાલું પણ હાથે લેવું પડે તો એક કલાક બડબડાટ થાય અને વસ્ત્રો પહેરાવનાર અને ઉતારનાર નહિ હોય અથવા મોડા આવે તો તેના પર ગાળોનો વર્ષાદ. માત્ર આહાર લેવા જાતે બેસવું પડે છે, અને હાથે કરી અથવા ચમચાવડે તેને ઉંચકી મુખમાં મૂકવો પડે છે અને તેનું કારણ પણ એ જ છે, કોઇ ઉદાર પ્રજાએ એવું યંત્ર હજી શોધી કાઢયું નથી કે જે ખોરાક નોકર–પાચક મૂકી દે એટલે શેક

કે સાહેબના મુખમાં તેના ગ્રાસ વારા ફરતી પડવા લાગે. એવું યંત્ર શોધાશે ત્યારે એટલી મહેનત લેવાની પણ અવશેષ કાયરતા આવી જશે. ટાઢ, તડકો આદિ સહન કરવાનું કેવળ અસામર્થ્ય જ આ સ્થિતિમાં રહે એ સ્પષ્ટ છે.

આટલું જ નહિ પણ જરા પણ અગવડ સહન થઇ શકતી નથી. પૂર્વે ગાડામાં મુસાફરી કરાતી ત્યારે સર્વ જે સહન કરતાં હતાં તેને બદલે આજે સહેજ સમીપમાં જવું હોય તો પણ જરા પણ સહન ન કરવું પડે તે માટે કેટલી તૈયારી કરાય છે તે જોવા જેવું છે. થોડે થોડે અંતરે ચહાની અને આહારની વ્યવસ્થા તારથી કરાય છે, એટલું જ નહિ પણ જવું હોય ત્યારે ગાડીમાં બે ચાર કલાક પણ જરા અગવડ નહિ જણાય તે માટે કેટલા વિચારો કરવામાં આવે છે અને કેટલાને ઓરડરો આપવામાં આવે છે તે જોવાનું રહે છે. આ સામે કોઇ ઉતારૂ પોતાના ડબ્બામાં અથવા ખાનામાં બેસવા આવે છે તે જાણે વગર પૈસે મુસાફરી કરતો હોય અથવા તો મનુષ્યને બદલે કોઇ હિંસ્ર કે જુગુપ્સિત પશુ હોય તેમ તેની સામે બારણું દઇ દેવામાં આવે છે. અને ચાર માણસ બેસે એટલી જગા ખાલી હોય તો પણ અહિં જગા નથી એવાં સત્ય (!) વચનોનો પોકાર કરવામાં આવે છે. આ શું બતાવે છે? એ એ જ દર્શાવે છે કે અતિ અલ્પ સમયની જરા પણ અગવડ આ મનુષ્યો સહન કરવા કાયર થયાં છે, અને કેવળ પોતાની જ સગવડ જોવાને તત્પર થઇ રહ્યા છે.

આ સિવાય અન્ય ઉદાહરણ આતિથ્યનું લઇએ. ભારત વર્ષમાં એક સમય એવો હતો કે અતિથિનો સત્કાર કરવો એ સર્વની ફરજ ગણાતી. ભોજનસમયે કોઇ પણ અતિથિ આવી ચઢે તો તેની જ્ઞાતિ જાતિ કાંઇ પણ ન પૂછતાં તેનો સત્કાર કરવો એવો વિધિ હતો. એ અતિથિનો સત્કાર કરવો એ સ્વર્ગપ્રાપ્તિનું સાધન છે એવું એ સત્કાર વિધિનું પ્રાશસ્ય જણાવવામાં આવતું હતું. આ આવનાર અતિથિ ગમે તે સમયે પ્રાપ્ત થતો તેની કોઇ પણ જાતની પ્રથમથી ખબર મળતી નહોતી. તેથી સત્કાર કરનાર ગૃહસ્થને તેને માટે વ્યવસ્થા કરવા લેશ પણ સમય રહેતો નહિ. આમ છતાં તેનો સત્કાર કરવામાં આવતો અને તે પ્રીતિથી. એ સમય પછી પણ પરોણો કોને બારણે છે એ ભાન રહેતું હતું; અને હજુ આજે પણ વર્તમાન સમયની સ્વાર્થપરાયણતા અને દેહાભિમાન જ્યાં ઓછા પ્રસાર પામ્યા.

છે એવાં ગામડાંઓમાં અથવા ગૃહસ્થોના કુટુંબોમાં એ જ રહેણી કહેણી ચાલે છે. છતાં જ્યાં ભોગતૃષ્ણાની વિવૃદ્ધિ થઇ છે અને એનાં કાર્યો પ્રકટેલાં છે ત્યાં અતિથિની વાત તો દૂર રહી પણ પ્રથમથી ખબર આપીને આવનાર અને તે પણ અપરિચિત મનુષ્ય નહિ પણ પરિચિત મનુષ્ય અને તે પણ સાધારણ પરિચિત નહિ પણ સગપણથી સંબંધવાળો અથવા સ્નેહથી સંબંધવાળો કોઇપણ આવવાનું લખે છે તો ઘણા મનુષ્યોને તે સોનાની સાંકળમાં લોઢાની ખીલી જેવો થઇ પડે છે. તેના આગમનથી હર્ષ થવાનું તો દૂર રહ્યું પણ જાણે મોટી વિપત્તિ આવી પડી હોય તેવું ભાન થાય છે. અને તે જાય છે ત્યારે જ ચેન પડે છે. તે અતિથિ રહે છે ત્યાં સુધી તેની સગવડ સાચવવાને બદલે તે અતિથિએ જેને ત્યાં તે ઉતર્યો હોય છે, તેની બધી સગવડ સાચવવાની ફરજ રહે છે. ભોજન સમયે બરાબર હાજર રહેવુ, શયનના વખતમાં વિક્ષેપ નહિ થાય તેમ તેણે આવવું જવું, ગૃહસ્થને ત્યાં ગોઠવેલાં ખુરશી આદિ કોઇને ખસેડાય કરાય નહિ તેની સંભાળ રાખવી, ઇત્યાદિ અનેક પ્રકારની સાવધાનતા તે આવનારને માથે રહે છે. તમાં જો તે ભૂલ કરે છે તો તેને મુખે જ ચાર શબ્દો સંભળાવવામાં આવે છે અથવા તે સાંભળે એમ બોલવામાં આવે છે અને તેમ કોઇ વિવેકી નથી કરતા તો તેના ગયા પછી તેની ઢબછબપર તેને લીધે પોતાને પડેલા ત્રાસપર એક મોટો ગ્રંથ ભરાય એટલી ટીકા કરવામાં આવે છે. એટલું જ નહિ પરંતુ એનું પારાયણ પણ કેટલાક દિવસ તો થતું રહે છે. પૂર્વની આતિથ્ય સંબંધની રીતિ અને આધુનિક ચાલતી રીતિ તપાસવામાં આવે તો તે સ્પષ્ટપણે જણાઇ આવે છે કે આધુનિક સમયમાં આપણામાં સ્વાર્થપરાયણતા અને જરાપણ અગવડ ભોગવવાની કાયરતા આવતી ચાલે છે.

પૂર્વના સંન્યાસીઓ જેમ નિર્જન પ્રદેશે વાસ કરતા હતા અને સર્વ એકાકી જ રહેતા હતા, તે પ્રકારે પ્રજાવર્ગનો સમૂહ રહેતો નથી, તેમ રહેવાનું પણ નથી. પ્રજાનો સમુદાય એકબીજાની પાસે જ વસે છે. એક બીજાના સંસર્ગમાં જ રહે છે, પરસ્પર સંબંધવાળો, સંસર્ગવાળો જ રહે છે. કુદરત સ્પષ્ટપણે પોકારી જણાવે છે કે કોઇ મનુષ્ય એકલો સુખ લઇ શકતો નથી; પણ બીજાના સુખદુઃખઉપર તેના પોતાના સુખદુઃખનો આધાર છે. અન્યના હિતની કે સુખની ઉપેક્ષા કરી પોતાનું હિત કે સુખ કોઇ મનુષ્ય સાધવા યત્ન કરે તો

તે કુદરતના નિયમથી વિરુદ્ધ છે, એમ કુદરત સ્પષ્ટપણે સૂચવે છે. મરકી, કોલેરા, ઉપદંશ, ક્ષય આદિ ચેપી રોગોની પ્રવૃત્તિ કરી કુદરત એ જ જણાવે છે કે અન્યના હિતની ઉપેક્ષા કરી સ્વહિત કે સુખની જ માત્ર અભિલાષા કરનાર મનુષ્ય સફલ થતો નથી. ગ્રંથિજ્વર અથવા મરકીના સંબંધમાં હજારો રૂપીઆના ખર્ચે અને લાંબા વખતના પ્રયત્નથી વિજ્ઞાન ઘણું થોડું જ જાણી શક્યું છે, અને હજી એ તરફથી જાણવામાં ઘણું જ અવશિષ્ટ છે. છતાં એટલું હાલ લગભગ સિદ્ધ થયું છે કે એ રોગ એક મનુષ્યથી બીજા મનુષ્યને લાગુ પડતો નથી; એક મનુષ્યને મરકી થઇ હોય અને તે મનુષ્યના સંસગમાં બીજો મનુષ્ય આવે અથવા તે જ મનુષ્યના શરીરને સ્પર્શ કરે કે તેની પાસે રહે તો તેટલાપરથી તે મનુષ્યને રોગ થતો નથી. એ રોગ આ રીતે સાંસર્ગિક નથી પણ એ રોગ થવાનું કારણ ઉંદરપરના ચાંચડ છે. ઉંદરના ઉપર ચાંચડ રહે છે અને તે ઉંદરપર ચોંટી જ રહેલા રહે છે. સારા અને રોગ લાગુ પડેલા સર્વ ઉંદરપર ચાંચડ હોય છે અને તે ઉંદરને ચોંટેલા જ હોય છે. જ્યારે ઉંદર મરી જાય છે ત્યારે પછી કેટલોક વખત થતાં એ ચાંચડો તે ઉંદરપરથી ઉડે છે. એટલે કે એ ઉંદરની આસપાસ કુદકા મારે છે, અને જો એના સમીપમાં બીજો કોઇ ઉંદર આવી જાય છે તો તે ઉંદરપર એ ચાંચડ ચોંટી જાય છે. અને તે ઉંદરને કરડતાં તે બીજા ઉંદરને રોગ લાગુ પડે છે. અને તે જ પ્રમાણે એ મરી ગયેલા ઉંદરના સમીપમાં કોઇ મનુષ્ય આવી જાય છે તો તેનાં વસ્ત્રો આદિને એ ચાંચડો ચોંટે છે. અને તે ભાગમાં રહેનાર મનુષ્યને તો એ કરડે છે અને તે મનુષ્યમાં એ રોગજનક જન્તુનો પ્રવેશ કરાવે છે. જો માત્ર વસ્ત્રપર લાગી રહે છે તો એ મનુષ્ય જ્યાં જાય છે ત્યાં સાથે સાથે એ ચાંચડો જાય છે. અથવા માર્ગમાં ઉડી જાય છે તો નીચે પડીને મરી જાય છે. અથવા બીજા કોઇના પર ચોંટી જાય છે. એ ચાંચડને જો આહાર નથી મળતો તો સાત આઠ દિવસમાં મરી જાય છે. એ ઉના પાણીમાં મરતા નથી. પૂર્વે એમ ધરાતું કે ફીનાઇલમાં એ મરી જાય છે, પણ હવે એ સિદ્ધ થયું છે કે ફીનાઇલથી એ ચોક્કસ મરી જતા નથી. પણ કેરોસીન અથવા ઘાસલેટથી એ બે ચાર મિનિટમાં જ મરી જાય છે. ઘાસલેટમાં એ ચાંચડને મૂકવામાં આવે છે એટલે તરત એ ઉડતો બંધ થાય છે. અને બે

ત્રણ મિનિટમાં તરત જ મરી જાય છે. આ ઉપરથી વિજ્ઞાન સૂચવે છે કે જે ઉંદર મરકીથી મરી ગયો છે એ જાણવામાં આવતાં તરત જ એના પર ત્યાં ને ત્યાં, ઘાસલેટમાં બરાબર ભીનું કરેલું વસ્ત્ર ઢાંકી દેવું અને પછી તે સળગાવી દઇ એ ઉંદરને બાળી દેવો. તથા એ ઉંદરની આસપાસ ચાર છ ફુટ જગાએ બધે ઘાસલેટ એકદમ ફુવારાથી અથવા પીચકારીથી છાંટી દેવું. તે એવી રીતે કે કોઇ પણ જગા કોરી રહિ નહિ જાય. આથી એની આસપાસ કોઇ ચાંચડો ઉડયા હોય તો તે ઘાસલેટના સંસર્ગમાં આવતાં મરી જાય છે. અને તેથી મનુષ્યને ડંખતાં અટકે છે. હાથવડે એ ઉંદરને પકડવો નહિ; કેમકે તેમ કરનારને તેનાપરના ચાંચડ ડંખવાનો સંભવ રહે છે. આ પ્રકારે વિજ્ઞાનની હાલની શોધ જણાવે છે. જેઓ એ શોધને જાણતા નહિ હોય તેમને માટે કહેવાનું નથી, પણ જેઓ એ વાતને જાણે છે અને માને છે તેમની પણ ઘણીખરી વાર એવી જ પ્રવૃત્તિ થાય છે કે પોતાના ઘરમાં ઉંદર મરી જાય છે એટલે કાં તો નોકરપાસે અથવા કોઇ બીજાને પૈસા આપી એ ઉંદરને બારણે ફેંકાવી દે છે. આ પ્રવૃત્તિ શું દર્શાવે છે? એ એ જ દર્શાવે છે કે મનુષ્યો અન્યના હિતની ઉપેક્ષા કરીને પોતાનું તાત્કાલિક હિત સાધવા યત્ન કરે છે. ઉંદરને ઘરમાંથી બારણે ફેંકી દેવાડયો એટલે બીજાનું ગમે તેમ થાઓ, પણ પોતાના ઘરમાંથી તો બલા ગઇ એમ તેઓ માને છે. માર્ગમાં ચાલનાર અનેક મનુષ્યોને એના ઉપરના ચાંચડો કરડે તેની એ ભાઇને દરકાર નથી. પોતાના ઘરમાંથી એ દૂર થયો એટલે પોતે કૃતાર્થ થયા સમજે છે. જો કે કુદરત આવી પ્રવૃત્તિ સહન કરતી જ નથી. જેમ એ મનુષ્ય પોતાને ઘેરથી બલા દૂર કરવામાં જ પોતાનું કર્તવ્ય માને છે તેમ પ્રથમ તો તેમનાજ જેવા બીજા અનેક હોય છે તેપણ એના હિતની એવી જ ઉપેક્ષા કરે છે. તે સાથે જેમના હિતની એ ભાઇએ ઉપેક્ષા કરી છે તેવા મનુષ્યો એ જ મૂષકના ચાંચડો લઇ પુનઃ એ ભાઇને જ મળવા કરવા અથવા એનું કામ કરવા આવે છે ત્યારે પ્રસંગે એને જ પાછા એ ચાંચડનો ભાગ સોંપી દે છે. છતાં હાલ તો આપણે આપણી પ્રજામાં અન્યના હિતની ઉપેક્ષાપૂર્વક સ્વહિત સાધવાની તત્પરતા કેટલી વધેલી છે તે જ જોઇએ છે, અને તે આ પ્રવૃત્તિથી સ્પષ્ટ જણાય તેમ છે.

હોમીઓપથી સંસ્થાનાં કોઇ કોઇ પુસ્તકોમાં એવું આલેખવામાં

આવ્યું છે કે Ignatia-Beans પપીતાના મણકાને વચ્ચેથી સાર પડાવી તેને કંઠમાં અથવા હાથપર બાંધવામાં આવે તો તે મરકીનો રોગ લાગુ પડતો કેટલેક અંશે અટકાવે છે. આ ઉપરથી અથવા અન્ય કોઇ રીતે થોડા વખતપૂર્વે પપીતાના આ ગુણની ન્યુસપેપરમાં ચર્ચા આવી હતી, અને તેથી ઘણા લોકોએ પપીતાના મણકા બાંધવા માંડ્યા હતા. આ અરસામાં એના જેવા દેખાય એવા બીજા કોઈ ફળને કરેણના ફુલના રસમાં રંગી પપીતાના જેવા દેખાય તેવા બનાવી વેચવાની પ્રવૃત્તિ કોઇ કોઇ સજ્જનોએ કરવા માંડી હતી. એ વાત જાહેરમાં આવી હતી. પપીતાની માગણી વધવાથી એક એક મણકો ચાર કે છ પૈસાએ વેચાતો હતો, અને આ સજ્જનોએ બનાવેલા પપીતાના સમાન દેખાવવાળા ફળો એમણે ત્રણ પૈસે વેચવા માંડયાં. પપીતાથી લાભ થાય છે કે નહિ એ અત્ર ચર્ચાનો વિષય નથી, પણ લાભ થાય છે એમ માનીએ તો આ સજ્જનોએ લોકોને છેતરવાનો યત્ન કર્યો. તેમણે તો પોતાને બે પૈસા મળે તેટલાની ખાતર જ અન્યના મરણની ઉપેક્ષા કરી છે એ ખોટું ફલ બાંધનાર જીવે કે નહિ જીવે તેની એ સજ્જને દરકાર કરવાનું યોગ્ય ધાર્યું નહિ. પણ અધર્મ માર્ગે પણ પોતાને બે પૈસાની પ્રાપ્તિ થાય તો તેટલાથી જ પોતાને ચરિતાર્થ ગણ્યા છે. આ પ્રવૃત્તિ પણ નિઃસંદેહપણે સિદ્ધ કરે છે કે આપણી પ્રજામાં સ્વસુખપરાયણતા—અન્યની લેશપણ દરકાર રાખ્યાવિનાની સ્વાર્થપરાયણતા આવતી જાય છે.

કોલેરાના સંબંધમાં વિજ્ઞાનતરફથી એવો નિર્ણય થયો છે કે એ રોગ સાંસર્ગિક પણ છે, અને તેથી મરકીના કરતાં પણ વિશેષ ખરાબ છે. જળમાં એના જન્તુઓ આવે છે અને તે પીવામાં આવવાથી એ રોગની ઉત્પત્તિ કરે છે. તેને અટકાવવા પાણીને ઉકાળીને પછી ઠંડું કરી પીવું; અને જેને એ રોગ થયો છે તેના વમન વિરેચનમાં એ જંતુઓ થોડા સમય પછી ઉત્પન્ન થાય છે અર્થાત્ એ હોય છે ને થોડા સમય પછી પ્રકટ થાય છે; માટે એ વમન વિરેચનને ભૂમિમાં દાટી દેવાં અથવા એને બાળી નાંખવાં. વિજ્ઞાનનો આ સિદ્ધાન્ત જાણનારાઓ પણ એ વમનવિરેચનને ભૂમિના ઉપર જ રાખે છે અને બીજાના હિતની લેશ પણ દરકાર નહિ કરતાં નિઃશંકપણે બહાર રસ્તામાં એને ફેંકી દે છે.

આ જ પ્રમાણે ક્ષય થએલા મનુષ્યના બળખામાં અને વિરેચનમાં ક્ષયના જનક જંતુઓ રહે છે, તેથી એ બળખાને ફીનાઇલ વગેરે

નાખેલા પાણીમાં જ નાંખવો અથવા અન્ય રીતે એનો વિનાશ કરવો એવું વિજ્ઞાન સૂચવે છે. એ સિદ્ધાન્તને જાણનાર અને માનનારા પણ કોઈ પણ શંકા રાખ્યા વિના માર્ગમાં સર્વ દિશામાં બળખો નાંખતાં જરાપણ અચકાતા નથી. અન્યનું ગમે તે થાય તેનો ખ્યાલ સરખો પણ તેમને આવતો નથી. આ કારણથી કોઈ કોઈ સુધરેલા દેશમાં તો રસ્તાપર થુંકવાનો ગુન્હો જ ગણવામાં આવે છે. પ્રજામાં અંધ સ્વાર્થપરાયણતા વધે અને ઇતરના સુખની કેવળ ઉપેક્ષા થઈ રહે ત્યારે શાસન કરનાર રાજાઓએ બળાત્કારથી પ્રજાના સુખનું રક્ષણ કરવા આગળ આવવું પડે એ ઉચિત જ છે.

આ આદિ સાંસર્ગિક રોગોનો પ્રચાર કરતાં કુદરત સ્પષ્ટપણે પ્રજાને સૂચવે છે કે અન્યના હિતમાં જ તમારૂં હિત શમાયું છે; અન્યના હિતની ઉપેક્ષા કરતાં તમે તમારૂં સુખ સાધી શકો એવી રીતિ કુદરતમાં નથી જ. આમ છતાં દેહાત્માધ્યાસને લીધે થયેલી અંધ સ્વાર્થપરાયણતા અને કાયરતાને લીધે જ ભણેલા અને વિદ્વાન ગણી શકાય એવા મનુષ્યો પણ, જે બૈરીઓ પોતાના ગૃહમાંથી કચરો કાઢી તેને માટે નિર્મિત થયેલી પેટીમાં અથવા ઉકરડે નાંખવા નહિં જતાં, અથવા પોતાના આંગણામાં નહિ નાંખતાં પાડોશીના આંગણામાં જ નાંખે છે, તે બૈરાંઓનું અનુકરણ કરી રહ્યાં છે. આ પ્રકારની અંધ સ્વાર્થપરાયણતા કદાપિ સુખસાધક નથી એ કુદરત જ સૂચવે છે, અને તે સર્વ વિવેકીના અનુભવસિદ્ધ છે.

વિદ્વાન મનાતા મનુષ્યોમાં આ ઉપરાંત એક વિદ્યાનો અધ્યાસ અધિક ધરરૂપે થઇ રહ્યો જણાય છે. **વિદ્યાહ્યવિદ્યાઽપિસાઽવિદ્યા વિના ।વિનયસંપદા.** વિનયની સંપત્તિવિનાની લૌકિકવિદ્યા ગમે તેટલી મનોહર લાગે તેવી હોય તો પણ તે વિદ્યા નથી, પણ અવિદ્યા જ છે, એ વચનનું વિસ્મરણ કરી આ વિદ્વાન પુરુષો જાણે પોતાનો જ આત્મા છે અને અન્ય તેટલું ભણેલા નથી; તેમને તો આત્મા જ નથી; અથવા તો મનુષ્ય જ નથી એમ ગણી તેમની પ્રતિ દયાની અને સહાય કરવાની લાગણીથી જોવાને બદલે તિરસ્કારની દૃષ્ટિથી જુએ છે. એવા મનુષ્યના સંસર્ગમાં તેઓ આવવાને ઇચ્છતા નથી; છતાં જ્ઞાતિ રીવાજપ્રમાણે અથવા અડોશપડોશની સમીપતાને લીધે સંસર્ગમાં આવવું પડે છે ત્યારે તેઓ સાવ અતડા થઈ ભારેખમ થઇ જાય છે, અને બીજાપ્રતિ કેવલ અનાદર ધરે છે. આનો

પરિણામ એ જ આવે છે કે બીજા મનુષ્યો એ વિદ્વાન્ મનાતા મનુષ્યોની ઉપેક્ષા કરે છે, તેમને હસે છે તથા તેની વિદ્યાપ્રતિનું તેમનું આકર્ષણ થતું નથી.

હાલ શાલાનું શિક્ષણ શરૂ થાય છે ત્યારથી જ આવા સ્વત્વનાં બીજ રોપાય છે. વર્ગમાં ઉપરનો નંબર લાવવા માટે પોતે તે તે વિદ્યામાં પ્રવીણ થવા યત્ન કરાય છે, અને તે સાથે પોતાની સાથેના વિદ્યાર્થીને અજ્ઞાન રાખવામાં, પોતાની પાછળ રાખવામાં હિત મનાય છે; કેમકે એમ થાય છે ત્યારે જ તેની અપેક્ષાએ પોતાની વિદ્યા અધિક જણાઇ આવે છે, અને પોતાનો નંબર ઉપર આવે છે. આ પ્રકારની હરિફાઇનો સ્પર્ધાનો આવેશ મોટી ઉમર થતાં વ્યાપારાદિમાં પણ વિસ્તાર પામી રહે છે અને સહકાર્યકારિતાનું ભાન થવા દેતાં નથી. સ્પર્ધા અને સહકાર્યકારિતા એ બે મિશ્રિત હોય છે. એ બંનેનું સમીકરણ જ્યાં થયેલું હોય છે ત્યાંજ ઉન્નતિ થાય છે. કેવલ સ્પર્ધા ભલે Trade-secret, Patent આદિ પાસપોર્ટથી કાયદેસર ગણાય છતાં તે સાચી ઉન્નતિને સધાવનાર નથી; સાચા સદ્‌ગુરુશ્રીના શિષ્યોમાં મૂળથી જ આ સમીકરણ થઇ રહે છે. કયાં સદ્‌ગુરુશ્રીનું અગાધ જ્ઞાન અને અગમ્યભૂમિ! તથા કયાં શિષ્યોનું ગાઢજ્ઞાન અને પામરતાની ભૂમિકા! છતાં સદ્‌ગુરુશ્રી જેમ અંધને ઉપર લઇ આવવા દેખતો નીચે ઉતરે છે તેમ પોતે ક્ષણવાર શિષ્યોની ભૂમિકાપર આવી સ્થિત થવા કૃપાલુ થાય છે. અને તેમને ક્રમેક્રમે ઉત્તરોત્તર ભૂમિકાની પ્રાપ્તિ કરાવી પોતાના સમાન બનાવવા અનુગ્રહ કરે છે. એ સર્વનો અનુભવ કરનાર શિષ્યો પ્રથમથી જ અજ્ઞાનીનો તિરસ્કાર કરવો છોડી દે છે. એ વૃત્તિ જ તેમને થતી નથી; પણ એ જ્યારે મોટા થાય છે ત્યારે એ પણ પોતાના સદ્‌ગુરુશ્રીનું અનુકરણ કરતાં સર્વત્ર અનુકંપાથી જ જુએ છે; અને નીચી ભૂમિકાપર સ્થિત મનુષ્યોનીસાથે મળી તેમને ઊર્ધ્વ ચઢાવવા જ યત્ન કરે છે. તથા પોતાને અતિપરિશ્રમે કોઇ વિદ્યા પ્રાપ્ત થઇ હોય તોપણ અન્યને સ્વલ્પ પરિશ્રમે તે પ્રાપ્ત થાય તેવી જ રીતે તેનું વિતરણ કરી દેવા ઉદારચિત્ત ધરે છે. પણ એવું જ્યાં શિક્ષણ નથી ત્યાં ઉપર જણાવ્યું તેમ અજ્ઞાન મનુષ્યપ્રતિ વિદ્વાનો તિરસ્કાર દૃષ્ટિથી જોનાર થયા છે, અને તેથી પ્રજાવર્ગનું અજ્ઞાન ન મટતાં ઉલટું દૃઢ થાય છે, અને એ વિદ્વાન્ ગણાતા

મનુષ્યોને પણ સ્વત્વની મર્યાદા અતિ સંકુચિત થતી રહે છે. વિદ્યાની સાથે લક્ષ્મીનો યોગ થયો હોય છે ત્યાં આ સ્થિતિ અધિક પ્રમાણમાં જોવામાં આવે છે.

આ આદિ મોટી મોટી હાનિઓ આપણને થઇ છે. આપણામાં અનુભવી ઋષિમુનિઓએ પુરુષાર્થ ચતુષ્ટયની સ્થાપના કરી છે અને તેમાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારની પરિગણના કરી છે. તેમાં અર્થ અને કામમાંથી કોઇને પ્રથમ સ્થાન ન આપતાં ધર્મને પ્રથમ સ્થાન આપ્યું છે, તેનું કારણ એ જ છે કે ધર્મથી અવિરોધીપણે અર્થ અને કામની સિદ્ધિ થાય તો જ તે હિતકર છે. જ્યાં ધર્મની વાતને તિલાંજલિ આપી, ધર્મની સ્પૃહા નહિ ધરી, અર્થ અને કામની પાછળ લાગવામાં આવે ત્યાં એ પ્રવૃત્તિ હિતકર નહિ થતાં એથી હાનિ થાય છે, એ એથી જ સૂચવ્યું છે. તેથી આપણામાં આ હાનિઓ થઇ છે એ સકારણ જ છે. આટલી જ હાનિ થઈ છે એમ નથી; પણ આપણે એ હાનિનો વિચાર કરવા પ્રવૃત્ત થયા નથી; પણ આપણું વર્તમાન કર્તવ્ય શું છે, તે વિચારવા પ્રવૃત્ત થયા છીએ, અને તેનો નિર્ણય આટલી વર્ણવેલી હાનિથી થઇ શકે તેમ છે. તેથી જ એનું ચિત્ર અધિક આલેખતા નથી. ઉપર જણાવ્યું તેમ આ હાનિઓ જે ભોગતૃષ્ણાની વિવૃદ્ધિ, દેહાત્માધ્યાસની દૃઢતા અને તેના પરિણામમાં અંધ સ્વાર્થપરતા, સર્વત્ર સ્વ જ જોવાનો અભ્યાસ, અંગ્રેજીમાં કહે છે તેમ I is always capital સર્વમાં પોતાની જ મુખ્યતા ગણવાની ટેવ એ આદિ છે. પુનઃ સ્પષ્ટાર્થે કહેવું જોઇએ કે અર્થ અને કામ્ય પદાર્થોની વૃદ્ધિ કરવી એની સામે અત્ર વાંધો નથી પણ એ એની તૃષ્ણા અને ધર્મની ઉપેક્ષા, એ એને જ પુરુષાર્થ સર્વસ્વપણે સ્થાપન કરવા એ જ અત્ર હાનિમાં ગણ્યું છે, કેમકે એ અહિતને જ કરી રહે છે.

હવે મુખ્ય પ્રશ્ન એ ઉભો થાય છે કે એ હાનિને શી રીતે અટકાવવી? અર્થ કામની પ્રવૃત્તિ ત્યજી દેવી, અર્થને માટે કોઇએ ઉદ્યમ નહિ કરવો, કામ્ય પદાર્થોને ઉપાર્જન નહિ કરવા એટલું જ નહિ પણ હોય તો તેનો નાશ કરવો, શરીરના આરોગ્યના નિયમો નહિ સાચવવા, ઇત્યાદિ શું કરવું? આપણે એ કર્તવ્યના જ્ઞાનમાટે કયી પ્રજાતરફ જોવું?

આ પ્રશ્નનું પ્રથમ ઉત્તર એ કે એમાં જણાવ્યા પ્રમાણે કોઇ પણ પ્રવૃત્તિનો ત્યાગ કરવા નથી. કોઇ પણ ઉદ્યમ બંધ

કરવાના નથી તેમ કોઇ પ્રાપ્ત પદાર્થોને ફેંકી દેવાના નથી; કેમકે તે હાનિ છે. તેનું મૂળ એથી ઉંડું છે, અને તે આવું વર્તન કરવાથી મટી જતું નથી; એટલું જ નહિ પણ એવું વર્તન કરવા આપણામાંથી લગભગ બધાને જ અનધિકાર છે. હાલ ઘણે ભાગે પાશ્ચાત્ય આચારવિચારનું વાતાવરણ ફેલાઇ ગયું છે તેથી આ હાનિને દૂર કરવા એ પ્રજાઓના તરફ આપણું પ્રથમ લક્ષ જાય એ સ્વાભાવિક છે; પણ જ્યારે વેદાન્તમાં અતિ અનુરાગ દર્શાવતી વેદવિદ્યાને પોતાનો ખાસ વિષય કરનારી અને ધર્મ અને નીતિમાં એક અગ્રગણ્ય ગણાતી પ્રજાએ વર્તમાન સંગ્રામના સમયે નિઃશંકપણે હિંસ્ર પશુવત્ ક્રૂરતા વાપરી જણાવ્યું છે કે આ સર્વ માત્ર બાહ્ય કંચુકરૂપ જ હતું, અને એ નીતિ એ ધર્મ, એ વેદ અને એ વેદાન્તના કોઇ પણ વિચારો એમનામાં સાચા પ્રવેશ્યા નથી; ત્યારે પછી એ જાતિની પ્રજાતરફથી આપણે આ પ્રશ્નનું નિરાકરણ કરવાની આશા ધરવી એ કેવળ દુરાશા જ છે. ખરૂં જોતાં તો ઘણી ખરી પાશ્ચાત્ય પ્રજાઓ અને આ તરફની પ્રજાઓ સર્વ જ આ હાનિમાં સપડાયલી છે, અને તેમનું અનુકરણ કરવું એ, એ હાનિને દૃઢમૂળ કરવાનો જ ઉપાય છે. તેથી આ હાનિને દૂર કરવા આપણાં પોતાનાં આર્ષશાસ્ત્રોનો આશ્રય લેવો એ એક જ ઉદ્યમ રહે છે. આપણી પૂર્વની પ્રજાએ મોટી જાહોજલાલી ભોગવી છે, દેશની સંપત્તિ વધારી છે, અને અર્થ અને કામની ઉત્તમ પ્રકારે સિદ્ધિ કરી છે અને આપણી પ્રજા ઇતર પ્રજાઓના આદર્શરૂપ થઇ હતી તથા આપણી અર્થકામની સંપત્તિએ જ બીજી પ્રજાને આપણા દેશ પ્રતિ આકર્ષી છે, એ ઐતિહાસિક સિદ્ધ વાર્તા છે. તે સાથે આપણી પ્રજા જ અત્ર જણાવેલી હાનિથી દીર્ઘસમય મુક્ત રહી હતી, એ પણ પ્રાચીન વૃત્તાન્તો અને ઇતિહાસથી જ જણાય છે. તેથી જો કોઇ પણ પ્રજાનું આપણે અનુકરણ કરવાનું રહે છે તો તે આપણી પૂર્વ પ્રજાનું જ અનુકરણ કરવાનું રહે છે, અને એ પ્રજાએ ઉત્તમોત્તમ ભોગની પ્રાપ્તિ કર્યા છતાં આ હાનિઓથી કેવી રીતે, કયા ઉપાયોએ પોતાનું રક્ષણ કર્યું છે તે જ જોવાનું રહે છે.

આ હાનિઓને અટકાવવાના બે જ ઉપાયો છે અને તે આત્મજ્ઞાનની પ્રાપ્તિ અને નિષ્કામ કર્મયોગનું અનુષ્ઠાન છે. જ્યાં સુધી આત્મજ્ઞાનની પ્રાપ્તિ કરવામાં આવતી નથી ત્યાં સુધી દેહાત્માધ્યાસની

નિવૃત્તિ કે શિથિલતા થતી નથી અને ત્યાં સુધી સ્વપર ભેદ દૃઢ થએલો હોવાથી અને આત્મૈક્યનું ભાન નહિ હોવાથી અન્યના હિતની ઉપેક્ષાપૂર્વક સ્વસ્વાર્થ સાધવાની અંધ પ્રવૃત્તિ અટકતી નથી. જ્યારે નિષ્કામ કર્મયોગનું અનુષ્ઠાન કરવામાં આવે છે ત્યારે ભોગતૃષ્ણાની વિવૃદ્ધિ થતી અટકે છે, અને તજ્જન્ય હાનિઓ અટકે છે, એટલું જ નહિ પણ તૃષ્ણા એ સ્વભાવથી જ દુઃખ છે અને તેથી એ તૃષ્ણાપૂર્વક જે ભોગ થાય છે તે એક દુઃખની સામયિક નિવૃત્તિમાત્ર છે, અને તેથી ભોગાભાસમાત્ર છે. જ્યારે ભોગતૃષ્ણાની નિવૃત્તિ અથવા શિથિલતા થઇ ગયા પછી ભોગની સિદ્ધિ થાય છે ત્યારે જ તે ભોગ સુખ રૂપ થઈ રહે છે. અને વાસ્તવ ભોગરૂપ થઇ રહે છે. આ હેતુથી જ મુકત પુરુષો જ ખરા ભોગી શાસ્ત્રમાં ગણ્યા છે. જેથી વાસ્તવ આનંદરૂપ ભોગની પ્રાપ્તિમાટે અને ભોગાભાસમાં થતી વિવિધ હાનિઓને અટકાવવામાટે નિષ્કામ કર્મયોગનું અનુષ્ઠાન કરવાની ખાસ જરૂર છે.

આ બન્ને કર્તવ્યની સિદ્ધિમાટે શ્રીસદ્‌ગુરુની પ્રાપ્તિની જરૂર છે એ શાસ્ત્રનો મહાન્ સિદ્ધાન્ત છે. અને પૂર્વે વર્ણવેલા વ્યકિતગત કર્તવ્યમાટે પણ સદ્‌ગુરુશ્રીની પ્રાપ્તિની અગત્ય સિદ્ધ થયેલી છે, તેથી આપણું વર્તમાન કર્તવ્ય, પ્રત્યેક વ્યક્તિનું વર્તમાન કર્તવ્ય આ સાધનમાત્રની સિદ્ધિ કરવાની છે. સદ્‌ગુરુશ્રીની પ્રાપ્તિ, આત્મજ્ઞાનનો અધિગમ અને નિષ્કામ કર્મયોગનું અનુષ્ઠાન એ ત્રણ સાધનો તે ભારત વર્ષનાં મુખ્ય રત્ન છે અને જ્યાં સુધી એ આપણા દેશમાં અને આપણી પ્રજામાં છે ત્યાં સુધી આપણી પ્રજા રત્નાઢ્ય છે, અને જે પ્રજામાં એ ત્રણ રત્નો નથી તે પ્રજાઓ નાનાવિધ ભૌતિક રત્નોથી ભરપૂર હોય છતાં કૃપણ અર્થાત્ દરિદ્રી જ છે; માટે આ સાધન ત્રિપુટીની આપણે સિદ્ધિ કરવી આવશ્યક છે અને જેમને એ ત્રણ સાધનોની સિદ્ધિ શ્રીઇષ્ટકૃપાથી થઈ છે તેમને કર્તવ્ય તો ખાસ નથી છતાં તેમણે અનુકંપા કરીને પ્રજા વર્ગમાં આ સાધનોનો પ્રસાર કરવાની જરૂર છે. જ્યારે આ ત્રણે સાધનોપૂર્વક આપણી પ્રજા ઉદ્યમોમાં જોડાશે ત્યારે તે સર્વોત્તમતાએ શોભશે અને સર્વથા વિજયી, યશસ્વી અને સુખ તથા શાંતિને પ્રાપ્ત થઇ રહેશે. શ્રીઇષ્ટકૃપાથી આ ત્રિવિધ સાધનોનો પ્રજામાં પ્રસાર થઇ રહે એ જ શ્રીઇષ્ટપ્રતિ પ્રાર્થના છે.

**જે. જે. કણીયા.**

# साधकोनुं सामर्थ्य.

**श्रद्धास्माकं परंबलम् ।**

**શ્રેયસ્સાધકોનો મુદ્રાલેખઃ—**

" શ્રદ્ધા સકલસુખમૂલ છે, શ્રદ્ધાવિના બધું ધૂળ છે.

*  *  *  *

" શ્રદ્ધા ધરી તેને નથી, કરવાનું કાંઈ મથી મથી
—કાં જે ત્રિભુવનના પતિ, તેને સદા અનુકૂળ છે."

**શ્રીમાન્ વિશ્વબંધુ.**




વો મધુર અને પ્રાણમય શબ્દ—સામર્થ્ય! બોલતાં જ બોલનારના અંતઃકરણમાં કંઈ વિલક્ષણ બળનું ભાન કરાવનાર શબ્દ—સામર્થ્ય! ક્ષણ માત્ર તેનું કરેલું ચિંતન, ચિંતન કરનારના ચિત્તમાં કાંઈ અદ્ભુત ગૌરવ પ્રકટાવે છે. જ્યારે એ શબ્દમાં જ આટલું બલ જણાય છે, તો તેની પ્રાપ્તિમાં તો કેટલું બલ તથા ઐશ્વર્ય રહ્યું હશે એ સહજ કલ્પી શકાય એમ છે. અને જ્યારે તેની પ્રાપ્તિમાં અનવધિ ઐશ્વર્યના ભંડારને આપણી વૃત્તિ સહજમાં જોઈ શકે છે, તો પછી તેના ઉપર સ્વામિત્વ મેળવવું—તેનું સ્વાધીંકત્વ હોવું એ તો ઐશ્વર્ય તથા પ્રાપ્તવ્યમાત્રના પરાવધિને જ સમજવો, એમાં શી શંકા!

સામર્થ્યની પ્રાપ્તિ એને જ જીવનની સિદ્ધિ કહે છે. તો સામર્થ્ય-ઉપર સ્વામિત્વ હોવું તેને માટે કહેવા જતાં તો શબ્દમાત્ર પણ દુર્બલ અને અપૂર્ણ ભાસે છે.

સામર્થ્ય અને ચૈતન્ય એમાં કશો જ ભેદ નથી. ચૈતન્ય કોઈ પણ સ્થલે સ્થૂલ રૂપ ધરે છે તો તે સામર્થ્યમાં વેષ્ટિત થઈને જ ધરે છે. સામર્થ્યનો ગર્ભ ભાગ એ જ ચૈતન્ય.

સર્વ વસ્તુ ચૈતન્યના અંશરૂપ હોવાની એ જ ખાતરી કે પ્રત્યેક વસ્તુમાં કંઈને કંઈ સામર્થ્ય રહેલું છે. ઉપરથી તે સજીવ હો વા નિર્જીવ, બલવાન્ હો વા નિર્માલ્ય. તોપણ તે સામર્થ્યયુક્ત છે. જ્યાંપર્યંત કોઈ પણ વસ્તુ અસ્તિત્વમાં છે ત્યાંપર્યંત તેનામાં સામર્થ્ય છે જ; કેમકે એ એક સિદ્ધ પ્રકૃતિગત નિયમ છે કે સામર્થ્યના લેશ પણ અંશવિના કોઈ પણ વસ્તુનું અસ્તિત્વ ટકી શકે જ નહિ. સમગ્ર સ્થૂલ સૂક્ષ્મ પદાર્થો-

સહિત આ અખિલ બ્રહ્માંડ સામર્થ્યનું જ સ્વરૂપ છે. સામર્થ્યની સામગ્રી ખૂટતાં તે પદાર્થ વિશીર્ણ ભાવ પામે છે. સામર્થ્યરહિત બનતું કોઇ તત્ત્વ તત્કાલ રૂપાંતરને પામે છે. વિશ્વના નિર્વાહનાં જે બલવાન્ તત્ત્વો છે તે સામર્થ્યના જ ભંડારો છે. સામર્થ્યની યથાનિયમ આપ લે કરવી એ જ વિશ્વની નિર્વાહક ઇશ્વરી સત્તાનું કર્ત્તવ્ય છે. સર્વમાં સર્વકાલ ઇશ્વરનું પ્રયોજન હોવાનો હેતુ એટલો જ કે તે યથાવિધિ યથાઘટિત સર્વત્ર સામર્થ્યનું પ્રસારણ અને નિર્વહણ તથા ઉત્પત્તિ કરે. આથી સામર્થ્યવિનાની કોઈ પણ વસ્તુ નથી એ સિદ્ધાંત જરા પણ અલક્ષ કરવા યોગ્ય નથી. પૂર્વે જણાવ્યું તેમ ચૈતન્ય અને સામર્થ્યમાં કશો ભેદ નથી તો પછી ચૈતન્યવિના જો કાંઇ પણ હોઇ શકે તો સામર્થ્યવિના કાંઇ પણ હોઇ શકે.

જેમ ચૈતન્યતત્ત્વ સર્વની અત્યંત ઉંડાણમાં રહેલું છે, તેમ સામર્થ્ય પણ સર્વ વસ્તુના અત્યંત ઉંડાણમાં રહેલું છે. અમુક પ્રકારના પ્રયત્નથી ચૈતન્યની દીપ્તિને જેમ અનુભવી શકાય છે, તેમ અમુક નિયત પ્રયત્નથી કોઈ પણ વસ્તુના અંતર્ગત સામર્થ્યની બાહ્ય પ્રતીતિ કરી શકાય છે.

જેમ એક ખાંડરૂપ વસ્તુના અનેક પદાર્થો બને છે તથા એક કાષ્ઠરૂપ પદાર્થના અનેક ઉપયોગો થાય છે, તેમ એક સામર્થ્યનાં અનેક રૂપો થાય છે, અને તેનો અનેક પ્રકારે ઉપયોગ થઇ શકે છે. આથી સામર્થ્યરૂપ એક જ તત્ત્વ, પદાર્થ માત્રમાંરહી જુદા જુદા રૂપે પ્રકાશે છે, અને ભિન્ન ભિન્ન પ્રકારે ભિન્ન ભિન્ન નિમિત્તથી ઉપયોગમાં આવે છે.

આ નિર્ણય આપણને વધારે આનંદજનક, વધારે આશાજનક તથા વધારે ઉત્સાહજનક ક્યારે લાગે છે કે જ્યારે આપણને તેની પ્રાપ્તિનો વિચાર થાય છે ત્યારે. કેમકે જગત્પ્રતિ દૃષ્ટિ કરતાં અનવધિ પ્રકારનાં સામર્થ્યો જોઈએ છીએ, ત્યારે તે બધાંને મેળવવાની તેની સાથે સ્ફુરતી આપણા અંતરની ઇચ્છા, પ્રથમ તો સામર્થ્યની અનંતતા તથા તેના અનેક ભિન્ન ભિન્ન પ્રકારો જોવાથી સુખ–આશા–ઉત્સાહ–આનંદ વગેરે ઉપજાવવાને બદલે, આપણને સંતાપ–નિરાશા–નિરુત્સાહ તથા નિર્વેદને આપણી વૃત્તિમાં જાગ્રત્ થતી જુએ છે. પરંતુ તે સમયે જ્યારે ઉપરનું સત્ય આપણે જાણીએ છીએ કે એક જ સામર્થ્ય અનેક રૂપે જ માત્ર પ્રતીત થાય છે.

પરંતુ વસ્તુતઃ એકજ છે, ત્યારે તેને પ્રાપ્ત કરવાની આપણી આશામાં એકાએક હર્ષ, ધૈર્ય અને દીપ્તિ પ્રકટે છે.

કોઇ પણ પ્રાણીપદાર્થમાંથી સામર્થ્ય ખસેડી લો, અને પછી તેને શું કહેવું એ તમે સમજી શકશો નહિ. સામર્થ્યરહિતપણું અને નિર્જીવપણું એ બંને સમાન સ્થિતિ છે. રૂપ તથા આકારનો અંશ ખસેડી લેતાં જેમ કોઇ વસ્તુનો સ્થૂલ અંશ ટકી શકતો નથી, તેમ સામર્થ્યને ખસેડી દેતાં પ્રાણીપદાર્થના સૂક્ષ્મ અંશ ટકી શકતો નથી. આથી સામર્થ્યની ન્યૂનતા થવી એ પ્રાણીપદાર્થનો સર્વ અંશે વિનાશ છે, તેમ સામર્થ્યની વૃદ્ધિ થવી એ પ્રાણી પદાર્થમાત્રનો વિકાસ છે.

સામર્થ્યની ક્ષણતા એ એકડામાંથી મીંડું થવા સરખું છે. સામર્થ્યની વૃદ્ધિ એ મીંડામાંથી એકડો અને તેના ઉપર અસંખ્ય સંખ્યાવાળા થવા જેવું છે. સામર્થ્યહીનતા એ કરમાવું છે. સામર્થ્યવૃદ્ધિ એ ખીલવું છે. સામર્થ્યરહિતપણું એ બુઝાવું છે, સામર્થ્યવૃદ્ધિ એ અધિક—અધિકતર પ્રકાશવું છે. સ્વલ્પમાં અસામર્થ્ય એ પડતી છે, સામર્થ્ય એ ચઢતી છે.

કોઈ પણ પ્રાણીના જીવનનો નિર્વાહ સામર્થ્યથી થાય છે. આથી સામર્થ્યનું ઓછાપણું એ મૃત્યુની નિકટતર સ્થિતિ છે. સામર્થ્યનું અધિકપણું એ મૃત્યુથી બહુ આઘી અને જીવન—વાસ્તવ—પ્રખર—જીવનની નિકટતર સ્થિતિ છે. બીજા શબ્દોમાં કહીએ તો અસામર્થ્ય એ મૃત્યુનીચે દબાવું છે. સામર્થ્ય એ મૃત્યુઉપર પગ મૂકીને ઉચ્ચતર સ્થિતિએ ચઢવાજેવું છે.

એવો તે કયો મનુષ્ય હશે કે જે સામર્થ્યનો આટલો બધો મહિમા જાણવા છતાં તેની પ્રાપ્તિની ઇચ્છાવિનાનો હોય? સ્વભાવથી જ મનુષ્યમાત્રમાં સામર્થ્યને અધિક ને અધિક પ્રમાણમાં પ્રાપ્ત કરવાની વૃત્તિ રહેલી છે. તૃષાતુર મનુષ્યનો કંઠ જેમ પાણી માટે ઝંખ્યા કરે છે. તેમ મનુષ્ય માત્રના અંતરમાં કોઈ વિશેષ અને વિશેષ સામર્થ્યમાટે ઝંખ્યા કરે છે.

મનુષ્ય નાની મોટી ગમે તે ક્રિયા કરે છે પણ તેનો મૂલ ઉદ્દેશ એક જ હોય છે કે સામર્થ્ય પ્રાપ્ત કરવું. મનુષ્યમાં કોઈ પણ પ્રકારનું સામર્થ્ય ન આવતું હોય એવી ક્રિયા તેને કરવાની કહેવામાં આવશે તોપણ નહિ કરે—બલ્કે કહો કે તેને કરતાં જ નહિ આવડે.

એકદમ વિચાર બાંધનારને આ કહેવું ખરૂં નહિ લાગે, છતાં તે ખરૂં છે અને કેવળ ખરૂં છે. જગતમાં સામર્થ્યના એટલા બધા પ્રકાર છે કે તેના કોઇ ને કોઈ પ્રકારમાં મનુષ્યથી થતી પ્રત્યેક પ્રવૃત્તિનો સમાવેશ થવાનો. જો કે એમ બને છે ખરૂં કે મનુષ્ય સામર્થ્ય મેળવવાની ઇચ્છાથી કાંઈ કરે છે, છતાં તેમાંથી તે મેળવવાને બદલે ઉલટું ગુમાવી બેસે છે. પરંતુ તેનું કારણ તો અમુક સામર્થ્ય મેળવવામાટે જે ક્રિયા તેણે ધારી હોય છે તેમાં ભૂલ હોય છે. અર્થાત્ અજ્ઞાનથી એક ને બદલે બીજી ક્રિયા કરે છે, અને ફળ કોઇ ત્રીજા જ પ્રકારનું તેને જોઈતું હોય છે. આથી તેનો ઉદ્દેશ ભૂલભરેલો નથી, પણ તેનું અજ્ઞાન ભૂલ કરાવે છે.

મનુષ્યમાં સામર્થ્ય પ્રાપ્ત કરવાની ઇચ્છા ઈશ્વરની સત્તાથી જ મૂકાયેલી છે. અને તેથી સામર્થ્યની પ્રાપ્તિમાટે તે ઇચ્છા કરે એ બીજાું કાંઇ જ નથી, પણ ઈશ્વરની ઇચ્છાને અનુસરવું એ છે. સામર્થ્યની ઈચ્છા ન કરવી એ ઉલટો દોષ છે. સામર્થ્યની ઇચ્છા કરવી એ પુણ્ય છે. મહાપુરુષો જે કશાપણ સામર્થ્યને નથી ઇચ્છતા—ઇચ્છા નથી કરતા—એનો અર્થ એવો નથી કે તેઓ સામર્થ્યહીન રહેવા ઇચ્છે છે. પરંતુ તેઓ કાં તો સર્વોત્તમ સામર્થ્યરૂપ પરમતત્ત્વ અથવા પરમાત્મામાં રમણ કરતા સામર્થ્યસ્વરૂપ જ બની રહ્યા હોય છે, અથવા પોતાની પરમપ્રીતિના વિષયરૂપ ઇષ્ટને માની તેમની ઇચ્છાને પોતાની ઇચ્છારૂપ ગણવાના અભ્યાસને સાધતા હોય છે. આ પ્રકારનું સાધન સિદ્ધ કરવું એ પણ એક મોટામાં મોટું સામર્થ્ય જ છે. એ મહાપુરુષોએ કોઇ પણ સામર્થ્યને ઇચ્છવું એને અસામર્થ્ય માન્યું હોય છે, અને તેથી તેઓ તે પ્રકારની ઇચ્છા રાખતા નથી. કોઇ પણ સામર્થ્યને ન ઇચ્છવું અને સદા આત્મતૃપ્ત રહેવારૂપ સ્થિતિમાં જ મોટામાં મોટું સામર્થ્ય છે, એમ તેમણે જાણ્યું—માન્યું હોય છે, અને તેથી સામર્થ્યને ન ઇચ્છવારૂપ ક્રિયામાં જોડાઇ તેઓ એ પ્રકારના સામર્થ્યને જ પ્રાપ્ત કરતા હોય છે. તેઓ સામર્થ્યની ઇચ્છાનો નિષેધ કરતા નથી, પરંતુ તેમણે સામર્થ્યની પ્રાપ્તિનું સાધન ભિન્ન પ્રકારનું માન્યું છે, અને તેથી તેઓ તે માર્ગ વહેતા હોય છે.

કુદરતની પ્રત્યેક ક્રિયા જોઇશું તો સામર્થ્યને પ્રકટાવવું—સામર્થ્યપ્રતિ નિકટ—નિકટતર—જવું એ જ તેનો ઉદ્દેશ અને પરિણામ આપણને જણાયા વિના રહેશે નહિ. પછી કુદરત આ પરિણામ કોઇને

મારીને, કોઇને જીવાડીને, કોઇને ભુખ્યા રાખીને, કોઇને ખવાડીને, કોઇનું ધન લઇને, કોઇને ધન આપીને, કોઇને મૂર્ખ રાખીને, કોઇને વિદ્વાન્ બનાવીને, કોઇને મંદ-મધ્યમ કે ઉત્તમ વ્યાવહારિક સ્થિતિ આપીને તો કોઇને મનની મંદ-મધ્યમ કે ઉત્તમ સ્થિતિ આપીને-એમ ગમે તે પ્રયાસે કરીને લાવે છે. કોને કેવી રીતે સામર્થ્યની અધિક પ્રાપ્તિ થશે એવું મનુષ્યને જ્ઞાન ન હોવાથી કોઈ વખતે તે ખરો માર્ગ નક્કી કરે છે, અને કોઈ વખત ખોટો માર્ગ નક્કી કરે છે. કુદરતને તેનું સંપૂર્ણ જ્ઞાન હોવાથી તે હંમેશ યથાર્થ માર્ગ નક્કી કરે છે. અને આ કારણથી જ મનુષ્યબુદ્ધિને તથા કુદરતને તકરાર થવાના અનેક પ્રસંગો માનવ જીવનમાં અનેક સમયે ખડા થાય છે. નિર્ણયની કોર્ટમાં મનુષ્યની બુદ્ધિ અને કુદરત ઘણી વખતે વાદીપ્રતિવાદી બનીને લડયાં જ કરતાં જણાય છે.

વિશ્વમાં મોટામાં મોટી પ્રકૃતિ અથવા કુદરતની સત્તા ગણાય છે, તે બલવતી સત્તા પણ જ્યારે સામર્થ્યના આવિષ્કરણમાં જ વ્યાપ્ત રહે છે, જ્યાં ત્યાં સામર્થ્યની જ અધિકાધિક પ્રતીતિ કરાવવા પ્રયત્ન કરી રહી છે તો પછી તેના બલવાન્ ઓઘની સાથે ભળનાર-પ્રકૃતિના આ નિયમની સાથે અનુકૂલ રહીને કામ કરનાર-અત્યંત સુગમપણે સામર્થ્યની પ્રાપ્તિ કરી શકે એ સ્પષ્ટ જ છે.

સામર્થ્ય પ્રાપ્તિની ઇચ્છા રાખનારને અત્યંત આશાજનક તથા પ્રોત્સાહક આ બીજો વિચાર છે. સામર્થ્ય પ્રાપ્ત કરવાની તેની ઇચ્છાને સિદ્ધ કરવામાં એવા એક બલની તેને મદદ છે કે જે બલને આ વિશ્વમાં પરાસ્ત કરવા કોઈ સમર્થ થયું નથી, છે નહિ અને થશે પણ નહિ. સામર્થ્યની હીનતા કરવી એ પ્રકૃતિની ઇચ્છાનું વિરોધી કાર્ય છે, અને તેથી ખરૂં જોતાં તેમાં જ કષ્ટ છે. એ વાર્તા સત્યરૂપે ત્યારે સહજમાં સમજાય છે કે સામર્થ્યની હીનતા પરિણામે કષ્ટના પરાવધિરુપ મૃત્યુને ઉપજાવે છે.

પરમેશ્વર પણ જે પ્રકૃતિના અવલંબે જે કાંઈ ધારે છે તે કરે છે, તો એવા અદ્દભુત ઐશ્વર્યવાળી પ્રકૃતિની સાથે રહી કાર્ય કરનાર કોઈ પણ વ્યક્તિ પ્રકૃતિની અસાધારણ બલવતી સહાયને લીધે અત્યંત ઉત્કૃષ્ટ કાર્ય કરી શકે એ સ્વાભાવિક છે. જેમણે જેમણે ઉત્કૃષ્ટ કાર્યો કર્યાં છે તે બધાને જ પ્રકૃતિની અનુકૂલ સહાય મળી છે. તે જ પ્રમાણે જે કોઇ ઉત્કૃષ્ટ કાર્ય કરે છે તેમને પ્રકૃતિ અનુકૂલ સહાય આપવા તત્પર જ હોય છે.

શંકાશીલ અંતઃકરણ આ સ્થળે શંકા કરવાનું ભૂલશે નહિ કે અનેક અલૌકિકસરખા સામર્થ્યને પ્રાપ્ત કેટલાક મનુષ્યોએ પરિણામે અત્યંત અનર્થને પામી વિનાશને અનુભવ્યો છે તેનું શું કારણ? આ સહજ સ્પષ્ટ થઇ શકે એમ છે. મનુષ્યમાં બે શક્તિઓ રહેલી છે. ૧ વિદ્યાત્મિકા તથા ૨ અવિદ્યાત્મિકા વિદ્યાત્મિકા શક્તિથી પ્રેરાઇ મનુષ્ય જે કંઇ પ્રવૃત્તિ કરે છે તેના પરિણામે તેને લાભ જ પ્રકટે છે. જ્યારે અવિદ્યાશક્તિના આવરણથી વીંટાયેલી મતિદ્વારા પ્રેરાઈ જે કાંઇ કાર્ય કરે છે તેમાં પરિણામે અનર્થ, તથા વિનાશ મેળવે છે.

જેમ દ્રવ્યરૂપ પદાર્થનો સદુપયોગ અને દુરુપયોગ બંને થઇ શકે છે, તેમ સામર્થ્યરૂપ પદાર્થનો પણ સદુપયોગ તથા દુરુપયોગ બંને થઇ શકે છે. જેમનાં અંતઃકરણ સર્વદા વિદ્યાત્મક છે તેવાદ્વારા ઉપરથી પ્રતીત થતા અનર્થનો હેતુ કાં તો એ પ્રકારનો કોઇ કારણવશાત્ સંકેત હોય છે, અથવા સમર્થ પુરુષો પણ અવિદ્યાત્મક અંતઃકરણ રાખવાથી અથવા સામર્થ્યનો દુરુપયોગ કરવાથી કેવા અનર્થને પામે છે તેનો જગતને દૃષ્ટાંત આપવો, એ જ કેવલ ઉદ્દેશ હોય છે.

સામર્થ્યનો અવિદ્યાવૃત્ત અંતઃકરણદ્વારા કરાતો ઉપયોગ હાનિકારક નીવડ્યો છે—નીવડે છે—અને નીવડશે. દારૂ ગમે તેવો ઉત્તમ હોય પણ ગમે તેમ ચક્રમાં ફરી ફુટતી તોપમાં ભરવામાં આવ્યો હોય છે તો તે દારૂ ધારેલા લક્ષ્યને ન વીંધતાં ગમે તેને ફોડી તોડી અનર્થ ઉપજાવે છે. તેવી રીતે સામર્થ્યને જ્યારે અવિદ્યાથી વીંટાયલા અંતઃકરણમાં ભરી ફોડવામાં આવે છે ત્યારે તે અર્થને બદલે અનર્થ સાધે છે.

બીજી સૃષ્ટિકરતાં મનુષ્યસૃષ્ટિમાં આ બનવું વધારે સંભવિત છે. મનુષ્યસૃષ્ટિ ઇતરસૃષ્ટિ કરતાં અત્યંત ઉત્કૃષ્ટ હોવા છતાં આમ શાથી બને છે એ શંકાશીલ હૃદયને આ ક્ષણે સ્ફુર્યા વિના રહે તેમ નથી. પરંતુ તેનું કારણ એ છે કે સર્વ પ્રકારની સૃષ્ટિને રચનાર જે શક્તિ છે તે પોતે કેવલ નિષ્પક્ષપાતપણે સર્વ સાથે વ્યવહાર કરે છે, એ તેનો આશય આમ કરવાથી જ સિદ્ધ થાય છે. વિશ્વના નિર્વાહમાં એક બલવાન્ પ્રકાર એ હોવો જરૂરનો છે કે સર્વત્ર સમપણું (Balance) જળવાવું જોઇએ. જેનું એક ત્રાજવું ગગનમાં અને બીજું પાતાળમાં સ્વભાવથી જ રહેતું હોય એવા કાંટાથી તોળાયેલી

વસ્તુ જેમ યથાર્થ વા ન્યાય્ય ગણાતી નથી, તેમ એક સૃષ્ટિમાં કેવલ નિર્બળતા, પરવશતા અને સામર્થ્યના આવિષ્કારની ન્યૂન સામગ્રી, અને બીજી સૃષ્ટિમાં કેવલ બલ, સ્વતંત્રતા તથા સામર્થ્યના આવિષ્કારમાં પ્રતિબંધ ન કરે એવી જ સંપૂર્ણ સામગ્રી, એ પ્રકારે રચના કરવાથી વિશ્વમાં સમતોલપણું જળવાતું નથી. અને જ્યાંસુધી વિશ્વમાં સામર્થ્યનું સમતોલપણું (Balance of power) નથી રહેતું ત્યાં સુધી તેનું યથાર્થ નિર્વહણ કદી થતું નથી.

આમ હોવાથી મનુષ્યસૃષ્ટિમાં સામર્થ્યનો અત્યંત આવિષ્કાર થઇ શકે તેવી સામગ્રી મૂકવામાં આવી છે ત્યારે તેમાં અત્યંત અહંતાયુક્ત અવિદ્યાવૃત્ત અંતઃકરણની રચના કરવામાં આવી છે. અન્ય સૃષ્ટિઓમાં કેટલાંક સ્થૂલ તથા સૂક્ષ્મ સામર્થ્યો સ્વભાવથી જ અત્યંત પ્રમાણમાં મૂકવામાં આવ્યાં છે ત્યારે તેનો સ્વતંત્રપણે ઉપયોગ કરવાની શકિત તેમાં મૂકવામાં આવી નથી. મનુષ્યસૃષ્ટિમાં વ્યાઘ્ર કે સિંહજેવું શારીર બલ મૂકવામાં નથી આવ્યું. હાથીજેવી બળ વહેવાની શકિત નથી સ્થાપી, પક્ષી જેવી ઉડવાની શકિત મૂકવામાં નથી આવી તો તે બધાંને અંકુશમાં રાખી શકવાનું અને બધાંને વશ વર્તાવી શકવાનું વિલક્ષણ બળ મનુષ્યસૃષ્ટિમાં જ સ્થાપ્યું છે. સર્પજેવું ઝેર મનુષ્ય શરીરમાં નથી તો તેની બુદ્ધિમાં એક એવું બળ મૂક્યું છે કે જેના ઉપયોગથી તે સર્પના વિષને વિદારવાની ઔષધિ તે શોધી શકે છે અથવા તેના અંતઃકરણના પૃષ્ઠ ભાગમાં એવું એક સામર્થ્ય સ્થાપવામાં આવ્યું છે કે જેના ઉપયોગથી એ અંતઃકરણ પોતાના સંકલ્પબળે સર્પના વિષનું તત્કાલ નિવારણ કરી શકે છે.

આ રીતે સામર્થ્યનું સમતોલપણું વિશ્વની નિર્વાહિકા સત્તાએ અદ્ભુત રીતે જાળવ્યું છે. અને તે જાળવવા માટે મનુષ્યમાં અનંતાવધિ સામર્થ્યો જ્યારે મૂકાયાં ત્યારે—ભવવિષના હરનાર તથા સર્વૈશ્વર્યના પરમ અવધિરૂપ શ્રીસદાશિવને જેમ હાલાહલ અને સર્પો પ્રાપ્ત થયા—તેમ મનુષ્યના ભાગમાં બીજાં સર્વ સામર્થ્યોની સાથે અહંતામય અવિદ્યાનો અંશ પ્રાપ્ત થયો. જેથી અન્ય સર્વ સામર્થ્યોના ઉપયોગવડે તે કોઈનું હિત ન કરતાં અહિત કરવા જાય તો તેથી તેનો પોતાનો જ વિનાશ થાય.

આથી અવિદ્યાવૃત્ત અંતઃકરણવડે વપરાતું અનવધિ માનુષ સામર્થ્ય તેનું પોતાનું જ અહિત કરવામાં નિમિત્તરૂપ થાય છે. જેથી

મનુષ્યે પોતાને પ્રાપ્ત બલ વા સામર્થ્યનો કેવલ લાભ જ લેવો અને આપવો હોય તો વચ્ચે નડતર કરનાર અંતઃકરણના અવિદ્યાના અંશને નિર્મૂલ કરવો જોઇએ.

મનુષ્યમાં વિવેકશકિત તથા સદ્વિચારના બલસહિત વિદ્યાત્મિક શકિત પણ સ્થાપવામાં આવી છે, જેની નિયંત્રણા નીચે રહી મનુષ્ય પોતાના સામર્થ્યનો વ્યય કરે છે તો તે સર્વ પ્રકારના શુદ્ધ અને ઉત્કૃષ્ટ હિતને જ અનુભવે છે.

આમ હોવાથી મનુષ્યનું સામર્થ્ય સિદ્ધ કરવા માટે પ્રથમ કર્તવ્ય એ ઠરે છે કે તેણે પોતાના અવિદ્યાત્મક અંતઃકરણને દૂર કરી વિદ્યાત્મક અંતઃકરણને જ નિરંતર જાગ્રત્ રાખવું. જેમ એક ઢાલની બે બાજુ હોય છે તેમ અંતઃકરણની બે પ્રકારની સ્થિતિ હોય છે. વિદ્યાત્મક અને અવિદ્યાત્મક. મનુષ્ય યથાર્થ પ્રયત્ન કરે છે ત્યારે તે પોતાના અંતઃકરણને પલટી શકે છે, અને પલટી શકે છે એટલે અવિદ્યાત્મકમાંથી તેને વિદ્યાત્મક કરી શકે છે.

વિદ્યાત્મક અંતઃકરણ થતાં તેના દ્વારા જે સામર્થ્યોનો આવિષ્કાર કરવામાં આવે છે તે વિશ્વહિતૈષી અને પ્રખર પ્રતાપયુકત હોય છે. વિદ્યાત્મક અંતઃકરણમાં ઉઠતાં સામર્થ્યો પ્રગાઢ, બલપૂર્ણ અને અત્યંત સ્થાયી હોય છે. વિદ્યાત્મક અંતઃકરણ મહાસમુદ્રજેવું ગંભીર ઉંડાણુવાળું હોય છે. તેમાં નિરંતર અક્ષોભ પ્રવર્તતો હોય છે. તે એટલું તો વિશુદ્ધ હોય છે કે કોઇપણ પ્રકારની મલિનતાવાળા સંકલ્પને એક ક્ષણ માત્ર પણ પોતાના પ્રદેશમાં ટકવા દેતું નથી. તેમાં વિવિધ નિર્વિકાર અને અત્યંત મૂલ્યવાન્ રત્નો જ રહ્યાં હોય છે. તે અંતઃકરણ સર્વદા શાંતિની લહરીઓથી અનંત પ્રદેશને છાઇ દેતું હોય છે. ધન્ય છે તેને કે વિદ્યાત્મક અંતઃકરણ પ્રાપ્ત છે જેને.

ગમે તેવું ઉત્તમ, પુષ્ટિપ્રદ તથા શીતલ જળ મેળવીએ પણ તેને ધારણ કરી રાખનારૂં આપણા ઘરનું પાત્ર મલિન કે ફુટેલું હોય તો મેળવેલા બધા જળને તેમાંથી જતાં રહેતાં ક્ષણ પણ વિલંબ થતો નથી. અને તે પાત્ર કદાચ કોઈ સુંદર ગાલિચાઉપર મૂક્યું હોય છે તો તેની નીચેનો ગાલિચો બગડતાં જેમ જરા પણ વિલંબ નથી થતો, તેમ ગમે તેવું ઉત્તમ સામર્થ્ય મેળવ્યું હોય પણ તે અવિદ્યાત્મક અંતઃકરણમાં ભરાતાં રજતમના મલિન રંગથી રંગાયા વિના રહેતું નથી. તે અંતઃકરણ કાચું કહેવાતું હોવાથી તેમાંથી ઝમી ગયા

વિના રહેતું નથી, અને ઝમી ઝમીને જ્યાં તે પડતું હોય છે-જ્યાં જ્યાં તે વહેતું થતું હોય છે-તે સર્વ પ્રદેશને બગાડ્યા વિના રહેતું નથી.

તે ઉપરાંત અવિદ્યાત્મક અંતઃકરણમાં ઉચ્ચ ઉચ્ચ સામર્થ્યોને શોધી કહાડવાનું તેને હસ્તગત કરવાનું, તેને ધારણ કરી રાખવાનું અને ઉત્તમ રીતે, તેનો વ્યય કરવાનું સંપૂર્ણ જ્ઞાન નથી. આથી તેવા અંતઃકરણવડે સામર્થ્ય મેળવવાનો, ધારણ કરી રાખવાનો તથા વ્યય કરવાનો જે પ્રયાસ થાય છે તે બહુધા સદોષ, દુર્બલ, અસરલ, મલિન, અને ક્ષણિક હોય છે.

એથી ઉલટું વિદ્યાત્મક અંતઃકરણમાં ઉચ્ચ ઉચ્ચ સામર્થ્યોનું શોધન કરવાનું, તેને ગ્રહણધારણ કરવાનું, તેની અખંડ વૃદ્ધિ કરવાનું તથા તેનો યોગ્ય વ્યય કરવાનું અપૂર્વ બલ હોય છે. વિદ્યાત્મક અંતઃકરણમાં વિવેકશક્તિ, અન્યની પરીક્ષણશક્તિ, અન્યના અધિકારના નિર્ણયનીશક્તિ એવી ઉત્કૃષ્ટ રૂપે પ્રકાશે છે કે જેથી તે પોતાના સામર્થ્યનો જ્યાં જે પ્રકારે ઘટે તે પ્રકારે જ ઉપયોગ કરી શકે છે. જેથી પોતાનું કોઇ સામર્થ્ય વ્યર્થ જતું નથી, અને કોઇને તેનું આપેલું સામર્થ્ય નિરર્થક કે હાનિકર થઇ પડતું નથી. આથી જ પરમ પ્રાપ્તવ્યરૂપ નિઃશ્રેયસના માર્ગનું જ્ઞાન તથા તેને સાધવાની કળ **શ્રીસદ્ગુરુદ્વારા** મેળવવાનું કહેવામાં આવે છે,

વળી વિદ્યાત્મક અંતઃકરણવડે સામર્થ્યપ્રાપ્તિમાટે કરાતો પ્રયત્ન બહુ સાર્થક થાય છે. તેને પ્રયત્ન કરવામાં અધિક સરળતા જણાય છે. આથી સામર્થ્યપ્રાપ્તિમાટે સર્વ રીતે વિદ્યાત્મક અંતઃકરણની અત્યંત અગત્ય છે. વિદ્યાત્મક અંતઃકરણમાં સામર્થ્યોને આકર્ષવાનું જે બલ હોય છે તે અવિદ્યાત્મકમાં નથી હોતું.

વિદ્યાત્મક અંતઃકરણ થવું એટલે દિવ્યતાના પ્રાંગણમાં આવી ઉભા રહેવું એ છે. સામર્થ્યના ક્ષીરસાગરઉપર શેષશાયી થવું એ છે. વિદ્યાત્મક અંતઃકરણ એ સામર્થ્યના ભંડારોની રાજકુંચિકા (Master Key) છે. એ પ્રાપ્ત થતાં સર્વ સામર્થ્યો હસ્તગત થાય છે. સ્વલ્પમાં સામર્થ્યઉપર સ્વામિત્વ સ્થપાવું એનો અર્થ જ એ છે કે વિદ્યાત્મક અંતઃકરણ થવું.

સામર્થ્યની જો કંઇક વ્યાખ્યા કરીએ તો આ પ્રકારે થાય કોઇનું પણ અહિત ન કરતાં પોતાનું તથા અન્યનું સર્વ પ્રકારે

અધિકાધિક પરમહિત સાધે એવું બળ તે સામર્થ્ય. આવું સામર્થ્ય વિદ્યાત્મક અંતઃકરણ જ મેળવી શકેછે. સૂર્ય ગગનમાં જ ઝળકી શકે છે, નહિ કે પૃથ્વીમાં.

પ્રાણિમાત્ર જ્યારે કાંઈ ને કાંઇ સામર્થ્ય મેળવવા પ્રયત્ન કરે છે, સર્વમાં કાંઇ ને કાંઇ સામર્થ્ય હોય છે, ત્યારે શ્રેયઃસાધક પણ સામર્થ્ય મેળવવાને અને કોઇ પણ સામર્થ્યને તેનું પોતાનું કરી લેવાને માટે તત્પર થાય તો યોગ્ય જ છે. જે શ્રેયસ્સાધકમાં એ પ્રકારની તત્પરતા નથી તે શ્રેયસ્સાધકરૂપે રહેવાને યોગ્ય નથી, અને તેવો મનુષ્ય શ્રેયસ્સાધકરૂપે ગણાઇ પણ શકતો નથી.

શ્રેયસ્સાધક માટે પુનઃ પ્રશ્ન એ થશે કે એવું કયું સામર્થ્ય તેણે મેળવવું કે જેથી તે પોતાના કર્તવ્યને ઉત્તમ રીતે સિદ્ધ કરવાની સાથે સર્વ પ્રકારના સુખનો ઉપભોગ કરી શકે. આનું ઉત્તર પણ એ જ આવશે કે વિદ્યાત્મક અંતઃકરણ કરવું.

આ રીતે સામર્થ્યપ્રાપ્તિમાટે વિદ્યામતક અંતઃકરણની આપણે અનિવાર્ય અગત્ય જાણવાથી સામર્થ્યેપ્સુને વિદ્યાત્મક અંતઃકરણ કેવી રીતે કરવું એ જિજ્ઞાસા પ્રકટ્યા વિના નહિ રહે. આ પ્રશ્નના ઉત્તર માટે જ આ લેખનો ઉપક્રમ કર્યો છે.

વિદ્યાત્મક અંતઃકરણ કરવાને માટે અથવા બીજા શબ્દોમાં કહીએ તો વિશેષ વિશેષ સામર્થ્ય મેળવવાને માટે અથવા ત્રીજા શબ્દોમાં કહીએ તો શ્રેયસ્સાધકે પોતાનો ઉદ્દેશ સિદ્ધ કરવાને માટે પ્રથમ તેમણે એક બલને પોતાનું કરી લેવું જોઇએ.

જેમ પોતાની પાસે 'પોતાની' થોડી પણ મૂડી હોય છે અથવા પોતાનામાં અમુક પ્રકારની કોઈ સ્વતંત્ર શકિત હોય છે તો જ તે મનુષ્ય કોઇ વ્યાપારીની સાથે ભળીને ભાગીદારીમાં કામ કરી પોતાની મૂડીને વધારી શકે છે, અથવા પોતાની સ્વતંત્ર શક્તિનુંબીજા મનુષ્યને બલ આપી તેના બદલા તરીકે સ્હામા મનુષ્યપાસેથી ભાગીદારી લઇ શકે છે, તેમ જેની પાસે 'પોતાનું' કરી લીધેલું કાંઇ પણ સામર્થ્ય હોય છે તેનાથી બીજાં અનેક સામર્થ્યો પ્રાપ્ત કરી શકાય છે.

સામર્થ્ય, સામર્થ્યને ખેંચી શકે છે. આથી પ્રત્યેક મનુષ્યે કોઇ પણ એક સામર્થ્યને તો એવી રીતે મેળવી રાખવું જોઇએ કે જે તેનું

'પોતાનું' કહી શકાય. એ સામર્થ્યની મૂડીથી પછી તે બીજાસાથે ભાગમાં જોડાય તો બીજાં અનેક સામર્થ્યો મેળવી શકે.

શ્રેયસ્સાધકે 'પોતાનું' કરી રાખવા યોગ્ય સામર્થ્ય કયું છે એ વિચાર પ્રધાનપણે આ સ્થળે પ્રશ્નરૂપે પ્રકટવાનો સાધકના વિકાસને માટે તેણે એવું બળ પસંદ કરવું જોઇએ કે જે બીજાં અનેક બળને સ્વભાવથી આકર્ષી શકે અને પોતાનામાં સામર્થ્યમાત્રના નિવાસરૂપ વિદ્યાત્મક અંતઃકરણને પ્રકટાવી શકે.

વિશ્વમાં આવું એક જ સામર્થ્ય છે, અને તે શ્રદ્ધા છે. શ્રદ્ધા મનુષ્યના અંતઃકરણને જેટલું શીઘ્ર વિદ્યાત્મક કરે છે, તેટલું બીજું કોઇ પણ સાધન કરતું નથી. આથી શ્રેયસ્સાધકે 'પોતાનું' તરીકે કોઇ પણ બળને સિદ્ધ કરી લેવું હોય તો તે એક જ બલ છે, અને તે–**શ્રદ્ધા.**

પરતંત્રપણું એ જીવત્વ છે, મુક્તપણું એ શિવત્વ છે. પરતંત્ર પણાથી છોડવનાર અને મુક્તત્વને અર્પનાર એક જ વસ્તુ છે, અને તે જ્ઞાન. આથી જ જ્ઞાનની સર્વથી શ્રેષ્ઠતા છે. એ જ્ઞાનની પ્રાપ્તિને માટે અર્જુનને ઉપદેશતાં શ્રીકૃષ્ણ કહે છે કે **શ્રદ્ધાવાન્ લભતે જ્ઞાનમ્**– શ્રદ્ધાયુક્ત મનુષ્ય જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે.

શ્રદ્ધારૂપ સાધનના માહાત્મ્યમાટે શ્રીકૃષ્ણનું આ એક વચન જ બસ છે. તેને જ અનુસરતી શ્રદ્ધાના માહાત્મ્યને વધારતી વાત એ છે કે શાસ્ત્રો શ્રદ્ધાને એક સંપત્તિરૂપ કહે છે. જેમ ધનરૂપ સંપત્તિ બીજી અનેક લૌકિક સંપત્તિને આકર્ષી શકે છે, તેમ શ્રદ્ધારૂપ અલૌકિક સંપત્તિ બીજી અનેક દૈવી સંપત્તિને આકર્ષી શકે છે. લૌકિક સંપત્તિવાળો જેમ દેશદેશાંતરમાં અનેક પ્રકારના વ્યાપાર ખેડી શકે છે અને અનેક ધનાઢ્યો તથા તે દ્વારા બીજા અનેક મહાજનોસાથે સાક્ષાત્ તેમ પરોક્ષ દૃઢસંબંધમાં આવી શકે છે તથા તે મહાજનોના પ્રસંગપરત્વે અત્યંત મૂલ્યવાન્ સહાય મેળવી અશક્ય સરખાં કાર્યો પણ સાધી શકે છે, તેમ શ્રદ્ધારૂપ અલૌકિક સંપત્તિવાળો પુરુષ લોકલોકાંતરની અનેક દૈવીશક્તિઓસાથે અત્યંત લાભકારક આધ્યાત્મિક તેમ જ સર્વ પ્રકારનો વ્યાપાર ખેડી શકે છે .તે શક્તિઓ સાથે પરોક્ષ અપરોક્ષ દૃઢ સંબંધ બાંધી શકે છે. અને તે શક્તિઓ દ્વારા અત્યંત દુષ્કર કાર્યો પ્રસંગ પડયે કરાવી શકે છે. શ્રદ્ધારૂપ સંપત્તિની આ વિલક્ષણતા છે.

શ્રદ્ધા એક જ વસ્તુ એવી છે કે જે દેવને આકર્ષી શકે છે, મંત્રને ફલિભૂત કરે છે, વિશ્વના અધિપતિને વશ કરી શકે છે, તથા જડમાં ચૈતન્ય પ્રકટાવે છે. શ્રદ્ધા એક જ પ્રતિકૂલને અનુકૂલ કરે છે, અજ્ઞાતને જ્ઞાત કરે છે, નિર્માલ્યને મૂલ્યવાન્ કરે છે અને નીરસને સરસ કરે છે.

અંતઃકરણમાં બીજી અનેક પ્રકારની સામગ્રી ભલે એકઠી કરો, પણ જો શ્રદ્ધા નથી તો ઇતર સર્વ સામગ્રી પ્રાણવિનાનાં શરીર છે, નાક વિનાનું મુખ છે. ગમે તેટલા બુદ્ધિના વિકાસને કરીને જે અસર તમે નહિ કરી શકો તે કેવલ એક શ્રદ્ધાથી કરી શકશો. જે કશાથી નથી મળતું તે શ્રદ્ધાથી મળે છે.

કોઇ પણ કાર્ય કરવામાં જે સાધનો અપ્રાપ્ત હોય છે તે શ્રદ્ધા પૂરાં પાડી આપે છે. શ્રદ્ધામાં એવું એક સ્વતંત્ર બલ છે કે કોઇપણ સાધનરૂપ તે જાતે બની જાય છે અને કાર્યસિદ્ધિ કરી શકે છે. જેમ ધન એ એવી વસ્તુ છે કે જેનાથી અનેક પદાર્થો લાવી શકાય છે અને અનેક રીતે તે ઉપયોગી થઇ પડે છે તેમ શ્રદ્ધા એ પણ એવું ધન છે કે જેનાથી અનંત સૂક્ષ્મ અને મૂલ્યવાન્ પદાર્થો ખરીદી શકાય છે. શ્રદ્ધાને કશું અગમ્ય નથી.

શ્રદ્ધા મનુષ્યના અંતઃકરણને સંપૂર્ણ અંશે વિદ્યાત્મક કરે છે. શ્રદ્ધા અંતઃકરણમાં સાત્વિક અને શુદ્ધ સાત્ત્વિક ભાવો જાગ્રત્ રાખે છે. તેને નિરંતર ઇશ્વરાભિમુખ અને સન્માર્ગગામિ કરે છે. સર્વમાંથી સુખ અને સાર શોધવાનું શીખવે છે. સર્વપ્રતિ આત્મભાવ પ્રસારણ કરવાની કલા બતાવે છે. એવું તે શું હોય જે શ્રદ્ધામાં ન હોઇ શકે! શ્રદ્ધામાં સર્વ કાંઇ છે.

જેનામાં શ્રદ્ધા છે તેને સર્વ કાંઇ સિદ્ધ છે.

શ્રદ્ધા એ મનુષ્યમાં રહેલું એવું એક તત્ત્વ છે કે જે પ્રત્યેક પ્રકારના સંકુચિત અથવા મર્યાદિતપણાના ભાવને નિવૃત્ત કરે છે, અને આત્માના અમર્યાદ સામર્થ્યપ્રતિ તેના અંતઃકરણને અભિમુખ કરે છે. આત્માના અમર્યાદ સામર્થ્યને શ્રદ્ધા જ માની અને જોઇ શકે છે. શ્રદ્ધાની દૃષ્ટિને અદૃશ્ય નથી.

મનુષ્યનો ઉદ્ધાર કરનાર એ એક શ્રદ્ધા જ છે. તેનામાં નવચેતન આપનાર એ શ્રદ્ધા જ છે. આત્માના અનંત સામર્થ્ય તથા મહાત્મ્યના ગુપ્ત રહસ્યને શ્રદ્ધા જ જોઈ શકે છે. આત્માના અગમ્ય સંકેતના કોયડાને શ્રદ્ધા જ ઉકેલી શકે છે. શ્રદ્ધા મનુષ્યને તેના અભ્યંતર પ્રદેશમાં જે દિવ્ય તથા રમ્ય, અમર્યાદ તથા પરમઅદ્દભુત સૃષ્ટિ રહી છે તે સર્વને પ્રકાશિત કરે છે.

પ્રત્યેક યુગમાં જે જે મહાપુરુષો થઇ ગયા છે અને થાય છે તેમનું શ્રદ્ધા એ જ પરમબલ અને શ્રદ્ધા એ જ પરમરહસ્ય હતું અને છે. જે ચમત્કારરૂપ અથવા અગમ્ય સરખું મનાય છે તે સર્વનું યથાર્થ સ્વરૂપ સમજાવનાર એક શ્રદ્ધા જ છે. મહાપુરુષોએ જે અનંત જ્ઞાન, ઐશ્વર્ય તથા સામર્થ્ય પ્રાપ્ત કર્યાં છે તેનું મૂલ આ શ્રદ્ધા જ છે. અનંત વિભવો પ્રકટાવ્યા છે, અનંત દાન દીધાં છે, એ સર્વ આ શ્રદ્ધારૂપ સંપત્તિના બળે જ કરી શકયા છે. વિશ્વમાં વિજયને પ્રાપ્ત પુરુષોએ જે વિરલ પ્રતિભા સંપાદન કરી છે તેનું મૂલ આ શ્રદ્ધા જ છે. જે કંઇ ઉચ્ચતર, મૂલ્યવાન્ રમણીય તથા કૃતાર્થતાજનક વસ્તુ જગતને તેઓ આપી શકયા છે, તે આ એક શ્રદ્ધા વડે જ.

પ્રજ્ઞ પુરુષો અથવા પ્રકાશિત અંતઃકરણો આ એક શ્રદ્ધાને જ અખંડ શોધ્યા કરતા હોય છે. આરંભમાં તો કદાચ તેઓએ જાણ્યું પણ નથી હોતું કે અત્યંત બલરૂપ વસ્તુ તે આ શ્રદ્ધા અને કેવલ શ્રદ્ધા જ છે. પરંતુ શોધના પરિણામે સર્વ મહાપુરુષો શ્રદ્ધાને જ સર્વના કારણરૂપ સમજે છે. એ શ્રદ્ધા આખા જગતને પલટી શકે છે. મનુષ્યનું અંતઃકરણ જ્યારે શ્રદ્ધાના દિવ્યમંદિરમાં પ્રવેશે છે, શ્રદ્ધાના સંપૂર્ણ સ્વરૂપને પોતાનામાં પ્રકટાવે છે, ત્યારે જગતનું જેવું રૂપાંતર કરવા ધારે તેવું તે કરે છે. બુદ્ધ, શંકરાચાર્ય, વલ્લભાચાર્ય, નાનક વગેરે તેના મૂર્તિમંત દૃષ્ટાંતો—કહો કે સ્મારકો છે.

વસ્તુમાત્રનું ગોપ્ય ( Secret ) એ શ્રદ્ધા છે. વિશ્વમાં સામર્થ્યનાં જેટલાં દ્વાર હોઈ શકે તે બધાંને લાગુ પડતી એ એક કુંચી છે. જેમાંથી સઘળી વસ્તુ પ્રકટે છે. જે વસ્તુમાત્રનું પ્રભવસ્થાન છે ત્યાં પ્રવેશવાનો શ્રદ્ધા એક જ માર્ગ છે. અમર્યાદ બલ અનંત જ્ઞાન તથા વિશ્વપ્રેમના આસ્પદરૂપ શ્રદ્ધા જ છે. મનુષ્યમાં જો કાંઇ પણ વિશેષત્વ પ્રકટાવવું હોય તો તે પ્રકટાવનાર જે સ્થાન છે તેના દ્વારને શ્રદ્ધા ઉઘાડી દે છે. સ્વલ્પમાં મનુષ્યની પ્રત્યેક ઇચ્છા અને તેની આવશ્ય-

કતાઓને સિદ્ધ કરનાર આ શ્રદ્ધા જ છે. આથી શ્રેયસ્સાધકે 'પોતાની' તરીકે કોઇ શક્તિ કરવા ઇચ્છા હોય તો તે આ શ્રદ્ધા જ છે.

શ્રદ્ધા એ જેનું નામ શ્રદ્ધા છે. જે સર્વ કાંઇ કરી શકે છે તે જ શ્રદ્ધા છે. ગોવર્ધન તથા ગંધમાદનપર્વતને ઉપાડનાર જ શ્રદ્ધા છે, એમ નથી પરંતુ કોઈ પણ પ્રકારના દુર્જય કષ્ટના પર્વતને પણ એ જ રીતે ચલાયમાન કરવા સમર્થ છે. વિઘ્નમાત્રથી ઉત્તીર્ણ કરનાર એ શ્રદ્ધા છે. મનુષ્યના અંતઃકરણની દૃષ્ટિમર્યાદા વા લક્ષ્યમર્યાદાના ગમે તેટલા ઉચ્ચતમ શિખરે સ્થાપનાર એ શ્રદ્ધા છે. આને લીધે જ 'પોતાની' કરી લેવાયોગ્ય શક્તિ એ શ્રદ્ધા છે.

જ્યારે આ શ્રદ્ધા પ્રાપ્ત થાય છે ત્યારે માનવ જીવનનાં સમગ્ર દુઃખો દબાય છે. કહો કે દુઃખમાત્રે ત્યાંથી પલાયન થવું જ જોઇએ. સર્વ પ્રકારની દરિદ્રતા ત્યાંથી દૂર થાય છે, કહો કે તેણે દૂર થવું જ જોઇએ. અને તેથી જ નરસિંહ મહેતા પોતાની પુત્રીની નણંદને 'બે સોનાના પ્હાણા' આપી શકે છે. શ્રદ્ધાવાન્‌ને પુનઃ વિપત્તિ કદી દર્શન દેતી નથી. જ્યારે આ શ્રદ્ધા સિદ્ધ થાય છે ત્યારે પ્રતિકૂલમાત્ર અનુકૂલ થાય છે. વિકટ માર્ગો સરળ માર્ગરૂપ બની જાય છે, અને અંતરમાં સર્વ ઇચ્છાની સિદ્ધિપૂર્વક અખંડ તૃપ્તિનું ભાન રહે છે.

આ પ્રકારની શ્રદ્ધા એ જીવંત શ્રદ્ધા છે—પ્રાણમયી શ્રદ્ધા છે. એ શ્રદ્ધા તે 'ચલણી નાણું' છે—જ્યાં ત્યાં વટાવી શકાય છે. જેને કાર્ય કરી શકે એવી શ્રદ્ધા કહીએ, તે એ શ્રદ્ધા છે—માત્ર મનને સમાધાન આપે અથવા અર્થવિનાનું આશ્વાસન આપે એવી ફોકટીઆ શ્રદ્ધા નથી. માત્ર પ્રત્યેક વસ્તુને મનાવે એવી એ શ્રદ્ધા નથી, પણ સર્વ વસ્તુ કરી શકે એવી શ્રદ્ધા છે.

અંતરમાં રહેલા અમર્યાદ સામર્થ્યપ્રતિ મનુષ્યના અંતઃકરણને પ્રેરનાર આ શ્રદ્ધા છે, અને એ જ શ્રદ્ધા મનુષ્યમાં એવું કંઇક ઉપજાવે છે કે જેથી તે મનુષ્ય જેવો મહાન્ થવા ધારતો હોય તેવો થઇ શકે. નાનાનું મોટું કરવું એ તો શ્રદ્ધાનું જ કાર્ય છે. આવી શ્રદ્ધાને 'પોતાની' કરી લેનારને યથાર્થ શ્રેયસ્સાધક કોણ ન કહી શકે ?

મહાપુરુષો જ્યારે શ્રદ્ધાના અતુલ માહાત્મ્યને કથે છે ત્યારે તે કથનો આ પ્રકારની શ્રદ્ધાને ઉદ્દેશીને જ કહે છે. શબ્દમાં સામર્થ્ય

મૂકનાર, શબ્દમાં સત્યને ઉતારનાર આ પ્રકારની શ્રદ્ધા છે. જીવંત વિચારોની ઉત્પાદક શક્તિ પણ આ શ્રદ્ધા જ છે. જીવંત વિચારો તે જ છે કે જે પ્રસરવા માત્રથી તાપનું શમન મનુષ્યને પ્રબલ વેગવાળો બનાવે છે.

પ્રજાસમુદાયનું સમુદ્ધરણ કરનાર—પરતંત્રતાની—ગુલામગીરીની—બેડીમાંથી છોડનાર આ શ્રદ્ધા છે. મનુષ્યને જીવત્વના નાગપાશથી મુક્ત કરનાર શ્રદ્ધા એ ગરુડરૂપ છે. શ્રદ્ધાના ગરુડઉપર વિશ્વવિહારી વિષ્ણુ સર્વત્ર વિહાર કરે છે. જગત્‌માં શાંતિને પ્રસારનાર, મનુષ્યને વરદાનરૂપ શક્તિ તે આ શ્રદ્ધા છે. આ શ્રદ્ધા સત્યના નિહિત (ગુપ્ત) આત્માનું પ્રકાશન કરે છે. અને એનું જ્યારે પ્રકાશન થાય છે ત્યારે જે કંઇ જીવત્વરૂપ—જે કંઇ જડ રૂપ—છે તેમાંથી મુક્તત્વ મળે છે, અને જે કાંઇ દિવ્ય વા અલૌકિક છે, તેને મેળવવાનું સામર્થ્ય પ્રાપ્ત થાય છે.

આવી શ્રદ્ધા પ્રાપ્ત થવા માટે સર્વ ભક્તિમય અંતઃકરણોની નિત્યની પ્રાર્થના હોય છે. આવાં અંતઃકરણોને એ કથન અત્યંત આનંદરૂપ, આવકારદાયક તથા બહુ ભાવભર્યું થઇ પડશે કે એ પ્રકારની પ્રાર્થના સિદ્ધ થવી સંભવિત છે—અને તે પણ તત્કાલ સિદ્ધ થવી સંભવિત છે. યથાર્થ સાધક આ શ્રદ્ધાને અવશ્ય ‘ પોતાની ’ કરી શકે એમ છે.

આવી શ્રદ્ધાની શબ્દવડે વ્યાખ્યા કરવી, શબ્દ જાલમાં એના યથાર્થ સ્વરૂપને ગુંથવું, એ કદી કોઇથી ન બની શકે એવી વાર્તા છે. કેમકે જે વાસ્તવ શ્રદ્ધા છે તે શબ્દોવડે સર્વદા અવર્ણ્ય હોય છે. યથાર્થ શ્રદ્ધા અથવા જેને આપણે સાદા છતાં બહુ ભાવગર્ભિત શબ્દોમાં કહીએ તો “ જેનું નામ શ્રદ્ધા ” તેનુ સ્વરૂપ તો અધ્યાત્મ દૃષ્ટિથી જ જોઈ જાણી શકાય છે. વિશેષ આશ્ચર્યની વાર્તા તો એ છે કે એ શ્રદ્ધાના સ્વરૂપને મનુષ્ય જેમ અધિક અધિક અંશે સમજતો જાય છે, તેમ તેમ એ શ્રદ્ધાનું બહુ વિશાળ અને બહુ સામર્થ્યમય સ્વરૂપ તેની દૃષ્ટિએ તરતું જાય છે.

શ્રદ્ધા એ કંઇ માત્ર માન્યતા ( *Belief* ) નથી. અથવા કોઇ ત્રિકાળમાં થયેલી, હોતી કે હોવાની વસ્તુ સંબંધમાં અમુક સિદ્ધાંત સ્થાપવો એમાં કાંઇ શ્રદ્ધાનો સમાવેશ થતો નથી. શાસ્ત્રમાં આમ છે, પૂર્વે આમ હતું, ભવિષ્યમાં આમ થવાનું છે—વગેરે કથનો કાંઇ શ્રદ્ધાને દર્શાવનાર છે એમ નથી. માન્યતા અને શ્રદ્ધા એ બેમાં કશું

સામ્ય નથી. ખરૂં જોતાં તો તેમાં પ્રકાશ અને અંધકાર જેટલો ભેદ છે.

માન્યતા એ માનુષી શકિત છે, શ્રદ્ધા એ અમાનુષી શકિત છે. માન્યતામાં કંઇ જ જ્ઞાન હોતું નથી. શ્રદ્ધા જ્ઞાનથી પરિપૂર્ણ છે, માન્યતા અજ્ઞાનથી પણ થાય, શ્રદ્ધા તો જ્ઞાનથી થવી જોઇએ.

વાસ્તવ શ્રદ્ધા–" જેનું નામ શ્રદ્ધા "—એ મનની આધ્યાત્મિક ભૂમિકામાં સ્થિતિ સૂચવે છે. મનની આવી સ્થિતિ અત્યંત ગૂઢ, અત્યંત પરમ, અને વર્ણી ન જાય તેવી રમણીય છે. મનની આ પ્રકારની સ્થિતિ એ એવા પ્રકારની સ્થિતિ છે કે જેમાં આત્માનો 'ચિદ્' અંશ ઝળકતો હોય છે–એ સ્થિતિ જ્ઞાનરૂપ સ્થિતિ છે. એ સ્થિતિ જ્ઞાન-રૂપ સ્થિતિ વા ભૂમિકા છે એનું કારણ એટલું જ કે બુદ્ધિના, પ્રજ્ઞાના તથા અંતર્દીપ્તિના શિખર ઉપર તે મનનું રાજ્યું.

અભ્યંતરના અસંખ્ય પ્રદેશો શ્રદ્ધાને વિદિત છે. જે કંઇ મહાન્ છે, જે કંઇ પૂર્ણ છે, જે કંઇ અમર્યાદ છે, જે કંઇ શ્રેષ્ઠ છે, એ સર્વનું તેને જ્ઞાન છે. શ્રદ્ધાને તેનુ જ્ઞાન છે અર્થાત્ તેનો અનુભવ છે. શ્રદ્ધાએ એ પ્રદેશોને પોતાની અધ્યાત્મ ચક્ષુએ પ્રકટ કર્યાં છે.

મનની શ્રદ્ધાયુકત સ્થિતિ મનુષ્યની ઉચ્ચ વૃત્તિઓને અભ્યંતર, ગુપ્ત, અજ્ઞાન, તથા અમર્યાદપ્રતિ દોરવ્યા કરે છે, અને અંતરના સૂક્ષ્મ પ્રદેશો કે જ્યાં સર્વ કાંઇ પરિપૂર્ણ છે અને આ સ્થૂલ દૃષ્ટિથી દૃશ્યમાન થતુ જે કાંઈ છે, તેના કરતાં અત્યંત અધિક પ્રમાણમાં સત્ય છે, તેના પ્રતિ તે વારંવાર લક્ષણા કરાવ્યા કરે છે.

શ્રદ્ધા ખાતરીપૂર્વક કહે છે કે સામાન્ય મનુષ્યોને જે અસતરૂપ દેખાય છે તે વસ્તુતઃ કેવળ સત્ય છે. જે કંઇ અગમ્યસરખું છે તે કોઈ પણ મનુષ્યને ગમ્ય તથા અનુભવરૂપ થઈ શકે એમ છે, અને જે કોઈ પોતાનામાં રહેલી આંતરદૃષ્ટિને ઉઘાડી શકે છે તે સર્વને અદૃશ્ય હોય છે તે દૃશ્યરૂપ થાય છે.

બાહ્ય જગત્ કરતાં આંતર જગત્ અત્યંત પ્રમાણમાં સત્ય છે એમ શ્રદ્ધા મનુષ્યને ખાતરી કરી આપે છે. અને એ આંતર પ્રદે-શમાં આપણે જેમ જેમ વધારે આગળ ને આગળ જતા જઈએ છીએ, તેમ તેમ સર્વ કાંઇ વધારે વાસ્તવિક, વધારે સત્ય, વધારે પૂર્ણ તથા વધારે રમણીય થતું જાય છે. આથી આપણને પ્રાપ્ત

સર્વને અધિક ઉત્તમ કરનાર જે આ શ્રદ્ધા છે તેને ‘ પોતાની ’ કર્યા વિના ક્યા યથાર્થ સાધકને ચેન પડે એમ છે ?

શ્રદ્ધાનાં મુખ્ય કાર્યોમાંનું એક એ છે કે તે મનુષ્યને અંતરના વિશાલ પ્રદેશમાં પ્રવેશાવે છે, અને અંતરના ‘ કંઇક ’ ને જાગ્રત્ કરે છે. આપણે એ જાણીએ છીએ કે આંતર સામર્થ્યનો જેમ અધિક અને અધિક વિકાસ થાય છે તેમ જીવનબલ, સામર્થ્ય, શક્તિ વગેરે આપણામાં અધિક અધિક પ્રમાણમાં પ્રકટતાં જાય છે. આમ હોવાથી શ્રદ્ધા કે જે આપણને તેવા પ્રકારના સામર્થ્યયુક્ત કરે છે, તે શ્રદ્ધાને મનુષ્યમાત્રે પ્રાપ્ત કરવાની કેટલી આવશ્યકતા છે તે સહજ સમજી શકીએ છીએ. તેજ પ્રમાણે જેનામાં શ્રદ્ધા હોય છે તેને સર્વ કાંઇ સિદ્ધિ હોય છે એ કથનના યાથાર્થ્યને પણ આપણે બહુ સ્પષ્ટ રીતે સમજી શકીએ છીએ.

મનુષ્યમાત્રના અંતરમાં એક અમર્યાદ જીવનતત્ત્વ રહ્યું છે. એ એવું જીવનતત્ત્વ છે જે અનંત છે, અને જેની પ્રત્યેક પ્રબુદ્ધ પુરુષો અહોરાત્ર તન દઇને શોધ કરી રહ્યા હોય છે. એ જીવનતત્ત્વમાંથી મહાન્ કાર્યો પ્રકટીને વિકાસ પામે છે—એ સર્વના આરંભરૂપ—સર્વના આદિ કારણરૂપ—હોય છે. તથા જે કંઇ અપરિમિત ઐશ્વર્યવાળું છે સર્વનું મૂળ એ જ જીવનતત્ત્વ છે. અહો ! મનુષ્યના પોતાનામાં જ આવું એક બલવાન્ તત્ત્વ છે એ જાણવા છતાં કયું શ્રદ્ધાલુ અંતઃકરણ તેનો અનુભવ કરવાનું મથન કર્યા શિવાય રહે ! અને તેમ છતાં અશ્રદ્ધાળુ અંતઃકરણ તેના પ્રતિ નિરંતર ઉપેક્ષા કરે છે એ શું ઓછા ખેદની વાર્તા છે !

આ જીવનતત્ત્વપ્રતિ જવાના દ્વારને શ્રદ્ધા એક જ ઉઘાડી શકે છે અને તેના આંતર મંદિરમાં મનુષ્યને એ શ્રદ્ધા જ પ્રવેશાવે છે. એ જીવનતત્ત્વના પ્રદેશમાં પ્રવેશ કરવો એટલે એ તત્ત્વથી ભરપૂર થવું, તથા તે તત્ત્વમાં જે કંઇ રહેલું છે તે સર્વની પ્રાપ્તિ કરવી એ છે.

આ વાંચી એવા ભ્રમમાં પડવાનું નથી કે મનુષ્યનું જે આ બાહ્ય જીવન છે તેની સાથે શ્રદ્ધાને કાંઇ સંબંધ નથી, અને તે તો માત્ર મનુષ્યના આંતર જીવનસાથે જ સંબંધ રાખે છે. શ્રદ્ધા યથાર્થ જીવનને શોધે છે—વાસ્તવ જીવનની અસાંતતાને શોધે છે, અને પછી તે જે કાંઇ મેળવે છે તે બધું આ બાહ્ય જીવનને અત્યંત પ્રમાણમાં ઉત્તમ રીતે આપે છે. શ્રદ્ધા, અનંત જીવનના અંતઃપ્રવાહપ્રતિ મનુ-

ષ્યના મનને પ્રેરી શકે છે—અભિમુખ કરી શકે છે; અને તેમ કરી મનુષ્યના અણુઅણુને એ જીવનતત્ત્વથી પરિપૂર્ણ કરી દે છે.

શ્રદ્ધા કોઈ પણ વસ્તુથી જૂદી રહી શકતી નથી, પરંતુ સર્વની અંતર રહીને પોતાનો વ્યાપાર કરે છે, અને અભ્યંતરમાંથી અનલ્પ તથા અસાધારણ સામર્થ્યનો પ્રવાહ બહારના પ્રદેશપર્યંત વહેવડાવે છે. શ્રદ્ધાના ચેતનવિના મનુષ્ય નિર્જીવ, ઉદ્દેશવિનાનો, અર્થવિનાનો તથા આત્માવિનાનો થઇ રહે છે.

જ્યાં શ્રદ્ધા લુપ્ત હોય છે ત્યાં સર્વ કાંઇ મર્યાદિત હોય છે. શ્રદ્ધાનો અભાવ ત્યાં બંધન અને અલ્પપણું અવશ્ય વિદ્યમાન હોય છે, અને જ્યાં શ્રદ્ધાનો ઉદય થાય છે કે તત્કાલ બંધનમાત્ર બળપાઇ જાય છે. અલ્પપણું અનલ્પરૂપે પલટાઇ જાય છે, અને નિર્જીવસરખું હોય તે ચૈતન્યથી પરિપૂર્ણ બની રહે છે.

બુદ્ધિથી પૃથક્ પડીને શ્રદ્ધા કાર્ય કરતી નથી, પરંતુ સાથે રહીને બુદ્ધિને પુષ્ટિ અથવા ચેતનાશક્તિ આપે છે, બુદ્ધિ ઉપર વિશેષ વિશાલ તથા ઉચ્ચતર પ્રજ્ઞાના ઓપને શ્રદ્ધા ચઢાવે છે. અધિક મહત્તર શક્યતાઓ બુદ્ધિશક્તિમાં તે ખીલવે છે અને મનથી માપી કે કલ્પી ન શકાય એવા અદ્દ્ભુત સામર્થ્યયુક્ત તેને કરી મૂકે છે.

બુદ્ધિશક્તિને આ રીતે તેજસ્વિતા આપીને જ શ્રદ્ધા અટકતી નથી, પરંતુ મનમાં અપૂર્વ પ્રકારની ગ્રહણ ધારણ શક્તિ પ્રકટાવી તેને વધારે અને વધારે ઉન્નત સ્થિતિમાં લાવે છે. આથી કરીને નિરંતર વૃદ્ધિંગત થતા વિચાર અને જીવનના પ્રદેશમાં સબળ માનસિક શકિતઓનો પ્રવેશ થાય છે. આમ થવાથી મનની પ્રત્યેક શકિતમાં વિશેષ પ્રમાણમાં બળ જામે છે અને તેના પ્રકાર (*Quality*) માં ઉત્તમતા આવતી જાય છે. તદુપરાંત મનને જે કાંઇ જોઇએ તેની પ્રાપ્તિના અમર્યાદ મૂળનું તેને જ્ઞાન કરાવે છે. અહો ! શ્રદ્ધાનું કેવું વિસ્તૃત અને સર્વવ્યાપી સામર્થ્ય !

આ રીતે અંતઃકરણના સર્વ પ્રદેશમાં શ્રદ્ધાનું તત્ત્વ આશ્ચર્યકારક ઉત્કૃષ્ટ ફેરફાર કરતું હોવાથી, શ્રેયસ્સાધક કે જેમણે અંતઃકરણને અવશ્ય કરીને ઉન્નત કરવાનું છે તેમને શ્રદ્ધાની કેટલી અનિવાર્ય અગત્ય છે તે સહજમાં લક્ષી શકાય એમ છે. શ્રદ્ધા વિના મનુષ્ય કેવો નિર્માલ્ય રહે છે અને શ્રદ્ધારૂપ સંપત્તિ મળતાં તે કેવો ઐશ્વર્યવાન્

બની જાય છે તે હવે અસ્પષ્ટ રહે એમ નથી. આટલું હોવા છતાં એ શ્રદ્ધાને 'પોતાની' કરી લેવા જે સાધકને વેગ નથી પ્રકટતો તે સાધક ગણાઇને શું વિશેષ સિદ્ધ કરશે એ સમજાય એમ નથી.

મનુષ્ય ગમે તેવા પ્રકારની અર્થસિદ્ધિને કરવા ધારતો હોય, પરંતુ અત્યંત વિરલ ગણાતી સાધનપ્રાપ્તિની જે શકિત છે તેને મેળવવા જેટલી બીજી અગત્યની એક પણ શકિત નથી. કોઈ પણ પ્રકારના સહજ સ્ફુરતાં સ્ફુરણો, વિચારો, યોજનાઓ, પદ્ધતિઓ, સામર્થ્યો તેમ જ જ્ઞાન, અંતઃસ્ફુરણ આદિ અત્યંત પ્રમાણમાં પ્રાપ્ત કરવા શકિતમાન્ થવું, અથવા ટુંકામાં કહીએ તો મનુષ્યને આવી મળતા પ્રત્યેક પ્રસંગો—પ્રત્યેક તક—માંથી કઇ પણ લાભ મેળવવાને યોગ્ય થવું—એ મનુષ્યની ઇચ્છાનો સ્વાભાવિક વિષય હોય છે. અને એ પ્રકારની શકિત મેળવવાથી, મનુષ્યમાં જે ઉચ્ચ લક્ષ્યબિંદુઓ હોય છે, તેને સિદ્ધ કરવા તે સંપૂર્ણ શકિતમાન્ થઇ શકે છે.

મનને આ કાર્ય સિદ્ધ કરવામાં શ્રદ્ધા અત્યંત સહાય અર્પે છે. અંતઃકરણમાં જે સિદ્ધ કરવાની ઇચ્છા સ્ફુરે છે તેને સિદ્ધ કરવામાટે તેને લગતાં પ્રત્યેક દ્વારો શ્રદ્ધા ખુલ્લાં કરી આપે છે. ધર્મમૂર્તિને[૧] જેમ વનદેવીએ પોતાની શકિતવડે કમલવતી નગરીના પૂર્વ દ્વારઆગળ સ્થાપી દીધો હતો, તેમ શ્રદ્ધારૂપ દેવી પણ મનુષ્યને તેણે જે કંઇ મેળવવા ધાર્યું હોય છે તે વસ્તુની સિદ્ધિના દ્વારઆગળ લાવીને ખડો કરી દે છે. જેમાંથી સર્વ પ્રાપ્ત થઇ શકે છે એવા પુષ્કળતાવાળા આંતર પ્રદેશપ્રતિ મનને વાળી શકવા એક શ્રદ્ધા જ સમર્થ છે.

માનવ જીવનને લગતું સર્વ કાંઇ મનુષ્યના આંતર પ્રદેશમાંથી જ પ્રકટે છે, અને તેમાં જે કાંઈ મહાન્ હોય છે તે જ પ્રકટે છે, એમ નહિ પણ સર્વ કાંઇ એમાંથી પ્રકટે છે એ હવે ઉત્તરોત્તર વધારે અને વધારે સ્પષ્ટ થતું જાય છે—શોધકોને અનુભવગમ્ય થતું જાય છે. સર્વ પ્રકારનું ઉત્કૃષ્ટ ડહાપણ પણ એ આંતર પ્રદેશમાંથી જ આવે છે. અને તેથી જે મનુષ્યોએ અંતરને વધારે પ્રમાણમાં જાગ્રત્ કર્યું છે તેઓ સર્વોત્તમ પ્રજ્ઞરૂપે થાય છે.

સામર્થ્યને માટે પણ એમ જ છે. આપણે જે ખાઇએ પીએ છીએ તેમાંથી કાંઇ સામર્થ્ય મેળવતા નથી. તેમ આ વાયુમાંથી પણ

૧ વાંચો શ્રીભામિની ભૂષણ—ચતુર્થાલંકારમાંનું શ્રીધર્મમૂર્તિનું રસિક આખ્યાન.

કાંઈ સામર્થ્ય મેળવતા નથી. સામર્થ્ય તો અંતરમાંથી જ આવે છે. અંતર ભળ્યું હોય છે તો જ અન્ન, જલ કે વાયુ પુષ્ટિ આપે છે. તેથી જેણે શરીર, મન તથા આત્માથી બલવાન્ થવું છે તેણે પોતાના ‘અંતરના કંઇક’ ને વધારે અને વધારે પ્રમાણમાં જાગ્રત્ કરવાની અગત્ય છે.

વિરલ સરખી ગણાતી જે ઉંડાણવાળી દૃષ્ટિ મનુષ્યને પોતાની અમાપુપી સમજશક્તિવડે નિરંતર દોરે છે, તે પણ પ્રકાશિત થયેલા આંતર પ્રદેશમાંથી ઉદ્ભવે છે, અને પછી જેમ જેમ આપણી વિજ્ઞાન વૃત્તિ એ આંતર પ્રદેશનો વિશેષ અનુભવ કરે છે, તેમ તેમ તે વિશેષ વિકાસને પામતી જાય છે.

તે જ પ્રમાણે જ્ઞાનશક્તિનાં વિવિધ રૂપો જેવાં કે ગ્રહણ શક્તિ, પ્રતિપત્તિશક્તિ (Conception) ઉપલબ્ધિ શક્તિ (Perception) વગેરેનું મૂળ પણ એ આંતર પ્રદેશમાં જ છે. અને તેથી જેમ જેમ આંતર પ્રદેશ વિશેષ વિશેષ સ્પષ્ટ થતો જાય છે, તેમ તેમ તેનામાં સામર્થ્ય તથા કુશલતામાં વૃદ્ધિ થતી રહે છે.

સર્જન સામર્થ્યો, રચનાર સામર્થ્યો, મન તથા આત્માના વિકાસની વૃદ્ધિ કરનારાં તત્ત્વો—આ સર્વ પણ એ જ આંતર કારણમાંથી પ્રકટે છે, અને મનુષ્ય પોતાના અંતઃકરણમાં જેમ જેમ તેની આંતર સૃષ્ટિ વિષે અધિક જાગ્રતિને અનુભવે છે, તેમ તેમ તેને તેના પોતાનામાં અધિકાધિક પ્રમાણમાં એ સામર્થ્યોનો આવિષ્કાર થતો જણાય છે.

જે પ્રેમ આખા વિશ્વપ્રતિ સંપૂર્ણ અને યથાર્થ પ્રેમભાવના પ્રકટાવે છે તે પ્રેમ પણ ચમત્કારના જગત્રૂપ આંતર પ્રદેશમાંથી જ પ્રકટે છે. તે જ પ્રમાણે કલ્પનાથી પણ પર એવા જે પવિત્રતાદિ સદ્ગુણ, દયા, ઐક્ય, આનંદ તથા શાંતિ આદિ ગુણો છે તે પણ એમાંથી જ પ્રકટે છે. આ સર્વ જ્યારે શ્રદ્ધામય જીવન થઇ રહે છે ત્યારે અત્યંત પ્રમાણમાં મનુષ્યને પ્રાપ્ત થાય છે. શ્રેયસ્સાધકને ક્રમે ક્રમે શ્રદ્ધા એ શું છે તેનું સ્વરૂપ અધિક અને અધિક પ્રમાણમાં લક્ષમાં આવતું હશે જ અને યથાર્થ શ્રદ્ધા પ્રકટતાં આપણે આજે જ્યાં છીએ ત્યાંથી કેટલા ઉંચા ચઢી શકીએ તેમ છે તેની કલ્પના પણ તેઓ કરી શકતા હશે જ. અદ્ભુત સામર્થ્યવાળી શ્રદ્ધાને તમારી ‘પોતાની’ શક્તિરૂપ કરી લેવાની આવી તમને બલવતી વૃત્તિ ન થતી હોય એ કેમ જ બને ? હજી પણ એ શ્રદ્ધાના બલને શ્રવણ કરો અને હૃદયમાં ઉતારો.

પ્રત્યેક પ્રકારનું આરોગ્ય તથા પોષણ અને શરીર તથા મનની સઘળી પૂર્ણતાવાળી અવસ્થાનું મૂલ પણ એ જ આંતર પ્રદેશમાં છે. તેથી જેણે જીવનનાં સમગ્ર દુઃખોને દૂર કરવાં છે તેણે તે પ્રકારે કરવાનું સામર્થ્ય પોતાના એ આંતર પ્રદેશમાંથી જ પ્રકટાવવું જોઇશે. અને તેવું સામર્થ્ય શ્રદ્ધાએ કરીને પ્રકટે છે.

પ્રાપ્તવ્યઅર્થે, પ્રગતિઅર્થે અથવા જીવનના વિકાસને અર્થે જેની જેની જરૂર હોય તે સર્વ એક માત્ર આત્માના પ્રદેશમાંથી મળે છે. અને એ પ્રદેશપ્રતિ જવાનો રાજમાર્ગ એ એક શ્રદ્ધા જ હોવાથી પુનઃ આપણને એ સારી રીતે સમજાય છે કે જેનામાં શ્રદ્ધા છે તેને સર્વ કાંઈ શાથી સિદ્ધ છે.

શ્રેયસ્સાધકો ! સ્થિરતાથી આ લેખમાં જે જે વિચારો દર્શાવાઈ ગયા છે તેનું મનન કરવાથી તમને શ્રદ્ધારૂપ સંપત્તિનું મૂલ્ય સમજાતું જતું હશે જ. પરંતુ તેના મૂલ્યને સમજવામાં અને તેનો સાક્ષાત્ અનુભવ કરવામાં આસ્માનજમીનજેટલો ભેદ છે. આ તો હજી સ્વાદિષ્ઠ પદાર્થોને જોઇને મોંમાં પાણી આવવા જેવું છે. તોપણ એ રીતે શ્રદ્ધાના ચિંતનથી, જેવા પ્રકારનું સ્વરૂપ કહ્યું અને કહેવાય છે તેવા સ્વરૂપનું બને તેટલું વિસ્પષ્ટ રૂપ કલ્પનાવડે રચીને તેમાં તન્મય થયા કરશો તોપણ એ શ્રદ્ધાના કંઇક ફલને તો તત્કાલ અનુભવશો.

સર્વતઃ મુક્તત્વનો અનુભવ કરવો; જીવનમાં ક્રમથી કાયમ વૃદ્ધિ પામ્યા કરવી; 'આપણે પણ કંઇ છીએ' એવું મિથ્યાભિમાનરૂપે નહિ પણ વસ્તુતઃ થવું: કાર્ય કરી તેની સિદ્ધિ અનુભવવી: કંઇ પણ ઉત્તમ કર્તવ્ય કરવું: કોઇ પણ પ્રકારે અગ્રપદે તે શબ્દના યથાર્થ ભાવપૂર્વક આવવું: પ્રત્યેક પ્રયાસ સફળતાને પામી કાંઇ પણ વિશેષત્વ પ્રકટાવે એવા રૂપમાં કરવો: આપણામાં જે હોય તે સર્વ વસ્તુનો સંપૂર્ણ અંશે ઉપયોગ કરવો; જીવવા યોગ્ય જીવી જાણવું, અને જીવનમાં જે કંઇ સર્વોત્તમ આપવાનું સામર્થ્ય હોય તેને જીવનમાંથી મેળવવું:—આ સર્વ હાલના ઉત્તમ અંતઃકરણવાળા મનુષ્યોમાં પ્રવર્તતી અનેક અભિલાષામાંની કેટલીક છે. આપણે એ પણ જાણી શકીએ છીએ કે આના કરતાં બીજી બહુ જ થોડી ઉચ્ચાભિલાષાઓ જગત્‌માં હશે. આત્માના સામર્થ્યને જાણનાર આ પ્રકારની ઇચ્છાઓને ધરે તો તેમાં કશું અયોગ્ય નથી.

આથી આ સર્વ ઉચ્ચાભિલાષાઓ જેવડે સિદ્ધ થાય એમ છે તે વસ્તુને સ્વાધીન કરવાનો આપણને અધિકાર હોવો એ પણ ઇશ્વરના એક મોટા અનુગ્રહરૂપ છે. અને જેવડે એ સર્વ સિદ્ધ થાય છે એ બીજું કાંઇ નથી પણ આપણી 'પોતાની' જેને કરી લેવાની જરૂર છે તે શ્રદ્ધા જ છે. આમ હોવાથી સર્વ કોઈ શ્રદ્ધાને મેળવી શકે છે તો સર્વ કોઇ પોતાની સમગ્ર ઉચ્ચાભિલાષાઓને પ્રકટ કરી શકે છે. ખરૂં જોતાં પ્રત્યેક મનુષ્યમાં શ્રદ્ધા હોય છે—પરંતુ કંઇક અંશરૂપે જો સમગ્ર અંશથી શ્રદ્ધાથી રહિત મનુષ્ય થઇ જાય છે તો તે મનુષ્ય અસ્તિત્વથી પણ રહિત થઈ જાય છે. કાંઈ પણ કાર્ય કરતાં પહેલાં મનુષ્યમાં શ્રદ્ધા હોવી જોઇએ. તે પોતાના જીવનને અસ્તિત્વમાં લાવે તે પૂર્વે પણ તેનામાં શ્રદ્ધા હોવી જ જોઇએ.

જીવવું એટલે જ આગળ વધવું. કંઇ પણ કાર્ય કરવું અથવા કાર્ય કરવાનો પ્રયત્ન કરવો એનું નામ પણ આગળ વધવું. અને આગળ વધવું એનો અર્થ જ એ કે જે એક અજ્ઞાત અને મહાન્ તત્ત્વ છે તેની મર્યાદામાં આવવું. એ અજ્ઞાત છે, પણ તે કોને? આ ઇન્દ્રિયોને. નહિ કે શ્રદ્ધાને. શ્રદ્ધાને શું અજ્ઞાત હોઇ શકે? શ્રદ્ધા જાણે છે કે અજ્ઞાત કહેવાતા પ્રદેશમાં પણ મનુષ્ય સરળપણે જઇ શકે છે. બીજાને જે અજ્ઞાતજેવું દેખાય છે ત્યાં શ્રદ્ધા સુંદર પગથાને જુએ છે, અને પોતાની સાથે રહેલા મનુષ્યનાં તેમાં પનોતાં પગલાં પાડે છે.

મનુષ્યમાં જે કંઇ શ્રદ્ધા હોય છે તેના પ્રમાણમાં તે એ અજ્ઞાત સરખા જણાતા પ્રદેશપ્રતિ પણ ચાલવા માંડે છે. જો મનુષ્યના અંતરમાં કંઇ પણ ખાતરી પડે એવું કહેનાર ન હોય તો એ પોતે નિર્ભયપણે એ અજ્ઞાત માર્ગમાં પણ આગળ આવી શકશે એવા વિચારથી—એવી સામાન્ય કલ્પનાથી—કદી ચાલી શકે નહિ. તરત જ તે પોતાના સમગ્ર જીવનને આગળ ચાલતું અટકાવે અને તેની સાથે તેનું અસ્તિત્વ પણ અટકી જાય.

આવું કોઇ પણ મનુષ્યથી થશે નહિ. કેમકે તેના આત્માના અંશરૂપે જ તેનામાં શ્રદ્ધા રહેલી છે. આત્માની સાથે તે અભેદરૂપે જોડાયલી છે. કોઈ પણ મનુષ્ય પોતાનામાંથી શ્રદ્ધાના સમગ્ર અંશને કદી ખોઇ બેસતો નથી. પરંતુ એથી ઉલટું મનુષ્ય જેનો અવધિ નથી એટલા પ્રમાણમાં શ્રદ્ધાના સામર્થ્યને વધારી શકે છે. અને શ્રદ્ધાની વૃદ્ધિ

થતાં શ્રદ્ધાનું બલ જેમ જેમ વધતું જાય છે તેમ તેમ જીવનનો વિકાસ વધારે પ્રમાણમાં થાય છે, અને તેથી જીવનથી પ્રકટતું જે કંઇ છે તે પણ તેની સાથે વધતું જ જાય છે.

મનુષ્યજીવન તેની શ્રદ્ધાના પ્રમાણમાં નાનું અથવા મોટું હોય છે. કારણ કે શ્રદ્ધાવડે જ તે જીવનના મૂલને સ્પર્શે છે–મૂલસાથે સંબંધમાં આવે છે. અને તેમાંથી ન્યૂનાધિક પ્રમાણમાં જીવનબલને પુનઃ ગ્રહણ કરે છે.

તે જ પ્રમાણે મનુષ્યનાં સમગ્ર પ્રાપ્તવ્યો અને ઉદ્દેશો–ઉચ્ચાભિલાષો–પણ શ્રદ્ધાના પ્રમાણમાં નાના અથવા મોટા હોય છે. "શ્રદ્ધાના પ્રમાણમાં" એ સિદ્ધાંત કોઈ પણ વસ્તુની મર્યાદા બાંધી શકે છે.

સમગ્ર જીવનનું ગુપ્ત રહસ્ય શ્રદ્ધા હોવાથી અને તે જીવનસાથે કેવળ અભિન્ન હોવાને લીધે, જો આપણામાં જીવન છે તો આપણામાં શ્રદ્ધા પણ છે જ. આથી શ્રદ્ધાની શોધખોળ કરવા માટે જેને આપણે કદી ઓળખતા પણ નથી એવી કોઈ વસ્તુને ફેંદવાની જરૂર નથી. આપણા પોતાનામાં જે શ્રદ્ધા છે તેમાં જ વધારે પ્રમાણમાં શ્રદ્ધા ઉપજાવવાની જરૂર છે. આના પરિણામે મહત્તર વસ્તુ પોતાની મેળે આપણી પાસે આકર્ષાઇ આવશે.

પ્રિય શ્રેયસ્સાધકો, પૂર્વના કરતાં પણ શ્રદ્ધાનું અધિક વિશદ સ્વરૂપ તમારા લક્ષમાં આવતું જતું હશે જ. હજી પણ તે વધારે પ્રમાણમાં ક્રમે ક્રમે આવતું જશે. પરંતુ વિશેષ લક્ષમાં આવતા જતા સ્વરૂપને તમારા અંતરમાં અધિક ઉંડાણથી દઢાવશો નહિ તો ચોમાસાનું આવેલું પાણી જેમ વહી જાય છે, તેમ તમારૂં રચાયેલું શ્રદ્ધાનું સ્વરૂપ પુનઃ લુપ્ત થઇ જશે.

મનુષ્યમાત્ર સામર્થ્ય મેળવવાને ઇચ્છે છે, અને કોઇ ને કોઈ સામર્થ્યને તેઓ 'પોતાનું' કરી લે છે, તો શ્રેયસ્સાધકે કયા સામર્થ્યને તેનું 'પોતાનું' કરી લેવું જોઈએ, એ વિચારના નિર્ણયરૂપે શ્રદ્ધાને આપણી 'પોતાની' કરી લેવી જોઈએ એ અત્યાર સુધીના વિચારથી સહજ સમજી શકાય એમ છે.

શ્રદ્ધાને 'પોતાની' કરતાં સર્વ કાંઇ પોતાનું થઈ રહે છે. આવી અદ્ભુત શ્રદ્ધાને વિદ્યાત્મક અંતઃકરણવિના કોઈ પણ ગ્રહણ ધારણ કરવા સમર્થ થઇ શકે ખરૂં ? અવશ્ય નહિ. આથી જ શ્રદ્ધા·

રૂપ સંપત્તિને આપણા ઘરમાં જાળવવી હોય તો તેને વિદ્યાત્મક અંતઃકરણરૂપ પેટીમાં જ મૂકવી જોઇએ.

સામર્થ્યની પ્રતિમારૂપ આવી શ્રદ્ધાને બંધુઓ ! તમારા હૃદયમાં ધારણ કરો. શ્રદ્ધાના બલને અપૂર્વ પ્રમાણમાં વધારો. શ્રદ્ધાને ટાળનાર જે કોઇ ક્રિયા હોય તે ચાહે તેટલો બીજો લાભ આપતી હોય પણ તેનો આ ક્ષણે જ ત્યાગ કરો. શ્રદ્ધાને શિથિલ કરનાર વચન, ગમે તો પ્રાણસમાન સ્નેહી કહે તો પણ તે જ ક્ષણે તે વચનને કાનમાંથી બહાર કહાડી નાંખો, અને તત્કાળ જ શ્રદ્ધાને વધારવાના વિચારમાં આવી બેસો.

આ રીતે સમગ્ર કાર્ય કરતાં, બલવાન્ વેગથી, પૂર્ણ ઉત્સાહથી પૂર્ણ સત્યનું કથન કરતા હો એવી દઢતાથી, સમગ્ર બલથી અને કેવલ શ્રદ્ધાથી દઢપણે વદતા રહો કે **श्रद्धास्माकं परं बलम्**–શ્રદ્ધા એ અમારૂં પરમ બલ છે.

( અપૂર્ણ. )



॥ ॐ श्री ॥

# कीर्तनो.

## जयघोष.

**पद १.** (वीजलडीरे जइ पियुने कहेजे ए लय.)

**श्रीनरहरिजयघोष गजवीए,**
प्रणुतिसहित बहु प्रेमवडे प्रभु, निरखी निरखी हरखाइए;
सकल विश्वमां सिद्धिप्रदाता, सद्गुरुकरुणा एक—
त्यजाय सौ पण त्यजवो न आश्रय, ए धारी दृढ टेक;—श्री०
प्रकटपणे आधाररूप पछी, परम विरामनुं स्थान,—
जन्मोजन्म ए संगी, गणी नरहरि भगवान् ! श्री०
जय जय जय सर्वान्तर्यामि, जय जय जय अखिलेश !—
आप तणा जयघोषे लीन बनी, भुलीये अशेष-विशेष; श्री०

## आनंदपूर्वक उत्सव उजववा साधकोनुं सहगान.

**पद २.** (आजे मुक्तिमंदिरने वधावीए—ए लय.)
आवो आनंदे उत्सवने उजावीएः हो बंधु ! आजे,
आनंदे उत्सवने उजावीए.

तन-मनने कंइ सुन्दर-सुन्दर वस्त्रो सजावीए,
अंतरना अज्ञानकेरा अग्निने बुझावीए,
गाजी गाजी गुरुनो जय गर्जावीए;— हांरे आजे०
एक बीजांना दोषो भूलीए-भूलावीए,
हळी मळी सात्त्विक भावे हसीए-हसावीए,
आंतर बलथी दुर्जनने धुजावीए; हांरे आजे०
प्रभुनुं करुणामृत आजे पीए-पीवडावीए,
अंतरना आ व्रणने ज्ञानबुद्धिए रूझावीए,
स्वामि संगे हैयाने झुलावीए; हांरे आजे०

## यथार्थ भावपूर्वक कीर्तन करवा संगातामति कथन.

પદ ૩. (જનમ આ ચાલ્યો માનવનો, એ લય.)

ભગવદ્‌ભજનો ગાવાનાં લક્ષણુ નોંય આરે, લક્ષે લે એ જરા તું,
ચિત્તની કરીને તન્મયતા એના ભાવમાંરે, ભજનો ભાવેથી ગા તું,
ભાવેથી ગા તું, ઉરને શાંતિથી, મનને ઉંચે લઇ જાતું, એવું રમણીય ગા તું.
વાદ્યતાલમાંહિ જો કેવળ, ઘુમી રહે તુજ ચિત્ત,
કે આમતેમ જોતાં ગાયે, તો ન એ ભક્તિભર્યું ગીતરે; લક્ષે૰
શ્રોતાપ્રતિ અટકચાળાં કે મજાકમાં તું ગાય,
તેથી પ્રભુ ન રીઝે કે ના, શ્રોતાને શાંતિ લહાયરે; ભજનો૰
તબલા તંબુરાથી સુરને મેળવી ભલે તું ગાય,
પણુ તેસહ જો હૃદય મળ્યું નહિ, (તો) પ્રભુને એ
બેસુરૂં જણાયરે, લક્ષે૰
ભગવદ્‌ભજનો ગાવાં એ નથી 'બેઠક' કેરૂં ગાન,
ભજનોમાં તો તાત્પર્યાર્થે, દેવું ઘટે બહુ ધ્યાનરે; ભજનો૰
થાય ઘટિતહૃદયસ્પર્શી ભાવોસહ પ્રભુકીર્તન,
સહૃદય શ્રોતામંડલ ને પ્રભુ, તેનાથી થાય પ્રસન્નરે; લક્ષે૰

---

## श्रीइष्टप्रति सहज विनोद.

પદ ૪.

મારૂં કહેવું પ્રભુ કંઇ શુણો છો—પ્રભુ કંઇ શુણો છો
તમે ચંચળ વૃત્તિના દીસો છો!
ધ્યાન હું તમારૂં ધરીને બેસું ત્યાં,
ક્ષણમાં આવીને ખસો છો—ધ્યાનથી ખસો છો; કંઇક૰
પળ એક આવો, વળી પળમાંહિ જાતા,
એવા શું બેસો— ધસો છો;—જ્યાં ત્યાં ધસો છો; કંઇક૰
સુખરૂપે આવો મારી પાસે, બીજી ક્ષણે,
જાણું ન ક્યાંએ વસો છો;—ક્યાંએ વસો છો; કંઇક૰
સંપત્તિરૂપે કદી આવો સમીપે,
પળમાં પણુ પાછા ચસો છો;—છેટા ચસો છો; કંઇક૰
આ'વી તમારામાં ચંચળતા ક્યાંથી,
આપે પણુ તેમાં[૧] ફસો છો;—શું તેમાં ફસો છો! કંઇક૰
મારી નિકટ નિત્ય રહેવા હે દયાલુ!
હજીએ ન કેડ ક્યાં કસો છો;—કેડ ના કસો છો! કંઇક૰

---

૧ ચંચળતામાં.

## પ્રયત્નવિના પ્રભુતા પ્રકટવાનો અસંભવ.

**પદ. ૫.** ( મહિમા એનો મુખે કથ્યો ના જાય, એ લય. )

પ્રભુતા જગમાં, પ્રયત્નવિણુ ન પમાય,
પ્રભુતા પ્રયત્નવિણુ ન પમાય,
પ્રભુતાકેરા દૈવી શિખરે, પ્રયત્નશીલથી ચઢાય,
પંગુ–પ્રમાદી–અંધ–અસાવધ–જન નીચે અટવાય; પ્રભુતા૦
પ્રભુતાકેરૂં પુષ્પ ન છૂપું, કદીએ રાખ્યું રખાય,
પરિમલ તેનો સર્વ પ્રદેશે, સહજે પ્રસરી જાય; પ્રભુતા૦
બાહ્ય ઉપાધિથી નવ વાસ્તવ, પ્રભુતા પ્રકટાવાય,
પાણી અનર્ગળ તો પ્રકટે છે, જવ પાતાળ ફોડાય; પ્રભુતા૦
હાર્દ પ્રભુતાનું સત્યકૃતિ–પાલનમાંહિ શમાય,
અન્યવિષે પેખતાં પ્રભુતા, નિજમાં સહજે થાય; પ્રભુતા૦
યથાર્થ તપસાધનથી પ્રભુતા, લહી નિજજીવનમાંહ્ય,
આત્મબલે ઓપે તે સાચો, નરહરિ શિશુ કહેવાય; પ્રભુતા૦

---

## ચારિત્ર્યસિદ્ધિ એ જ જીવનનો વાસ્તવ ઉદ્દેશ હોવો ઘટે છે.

**પદ ૬.** (વશ કીધો તેં વીર મારો, એ લય. )

ક્ષણુભર તો વીર! વિચારો, જીવનઉદ્દેશ તમારો;
આ વહી જાતો જન્મારો, બાજી જીતો કે હારો.
ધન, સત્તા, યશ, રાજ્યવિભવ કદી, બહુ સંપાદન કર્યાં હશે,
તન–બુદ્ધિબળ હશે મેળવ્યું, પણ તે હિતપ્રદ નહિ થશે;–ક્ષણુ૦
એ વિધિ જીવન ગાળ્યું હશે, પણ ચારિત્ર્ય ન જો ઝળક્યું,
સુવર્ણના બદલામાં જાણો પીત્તળ એતો ચળક્યું; આ૦
નિર્મળ દૃષ્ટિ, નિર્મળ વાણી, નિર્મળ વર્તન જો ન થયું,
નિર્મળ વ્યવહારો ન થયા તો, જીવન સઘળું વ્યર્થ ગયું; ક્ષણુ૦
વિશુદ્ધ ઉજ્જવલ ચારિત્ર્યે જો, જીવન નવ રંગાયું,
ધૂળ પડી તે જીવતર ઉપર, વિફલ જ જાણો જાયું;* આ૦
રસાલ ચારિત્ર્યના સંગી પણ, શાંતિ ઉન્નતિ પામે,
સઉ સામર્થ્ય રહ્યું ચારિત્ર્યે, પ્રતાપ તેનો જામે; ક્ષણુ૦
છે ચારિત્ર્યતણો દૃઢ પાયો, ભક્તિયુક્ત સુનીતિ,
એ ઉદ્દેશ ધરી જીવનનો, તેની કરો પ્રતીતિ; આ૦

---

* જન્મેલું.

## શ્રીઇષ્ટચરણે જીવન સમર્પણ કરનાર સાધકના ઉદ્ગાર.

પદ ૭. (હું તો જોગણુ બની છું મારા વાલમની, એ લય.)

મેં તો જીવન સમર્પ્યું મારા પ્રભુચરણે;
પ્રભુચરણે, પ્રિયતમશરણે;— મેં તો૦
પ્રભુને જેમ ફાવે તેમ મારૂં કરે,
મને નિજમાંહિ એ ઠારે કે હુંમાં આવી ઠરે,
ચાહે ભૂલે કે રાખે મને સ્મરણે;— મેં તો૦
નથી જડ વસ્તુ–બુદ્ધિ–મન– શરીર મારૂં હવે;
સત્તા પ્રભુની આ અંતઃકરણે;— મેં તો૦
સુખી હું રહું અખંડ પ્રભુની પ્રભુતામાંહિ;
પ્રભુ ઇચ્છાથી, પ્રભુઅર્થ કરૂં સઉ કાંઇ,
હું છું તૃપ્ત પ્રભુઅમૃતઝરણે;— મેં તો૦

## પ્રાપ્ત બંધનનિમિત્ત જીવપંખીનું શ્રીઇષ્ટને નિવેદન.

પદ ૮. ગઝલ.

બિછાવી જાલ બહુ સુંદર, ફસાવ્યું પંખી આ અંદર,
ગુરુવર! ધારજો અંતર, બનેલી આમ બાબત છે.
હતું હું ગગનવિહારી, ગતિ દશદિશ થતી મારી,
પડયું તે બંધને ભારી, ખરી તો આમ બાબત છે.
પિંજરૂં સ્વર્ણનું ચારુ, જડેલું રત્નથી સારૂં,
છતાં છે ઉરથી અકારૂં, વિતેલી આમ બાબત છે.
પિંજરે આવી પકડાતાં, મારૂં સ્વાતંત્ર્ય અળપાતાં,
ન ઇચ્છિત કાર્ય કો થાતાં, કહું શું, આમ બાબત છે.
મનોહર દૃષ્ટિને લાગે, ચુગતાં બળ બહુ જાગે,
રહ્યાં તે ફળ હવે આઘે, વિચારો, આમ બાબત છે.
જીવન રસમય હતું મારૂં, મધુરાં ગાન ઉચ્ચારૂં,
નષ્ટ તે થયું સઉ પ્યારૂં, હવે તો, આમ બાબત છે.
ઇચ્છું બ્રહ્માંડે વિહરવા, પુનઃ હું મસ્ત થઇ ફરવા,
મુક્ત મુજ સ્વરૂપને ધરવા, હૃદયની આમ બાબત છે.
તેથી આ પિંજરૂં તોડી, ગુરુવર! દ્યો મને છોડી,
કરગરી કહું કર જોડી, આપને સહજ બાબત છે.

ચુ. જ. ઓઝા.

## मनमतिथी तत्त्वानुसंधान करवा प्रबोध.

**પદ ૯.**

હો સાધો મનમતિ તત્ત્વથી સાંધો.
નિરંતર, અંતર હરિને આરાધો;— હો સાધો!
આજ સુધી આ મનમતિ સાંધ્યાં દશ્યની સાથ,
તે ગ્રંથી છોડાવી હવે, સાંધી તત્ત્વસંગાથ,
જડ ને અસત્યને બાધો;— હો સાધો!
દશ્યતણા સંબંધથી, મનમતિ થાય મલિન,
મલિનતા સત્વર ટળે, તત્ત્વે કર્યે વિલીન,
ઉન્નતિમાં ના'વે વાંધો;— હો સાધો!
મનમતિને આપો પ્રથમ, ધ્યેય સગુણ સાકાર,
સગુણ નિરાકારે પછી, આવી ઠરો ક્રમવાર,
ત્યાંથી આગળ વળી વાધો;— હો સાધો!
નિર્ગુણ સાકારે પછી, દઢ સાંધો મતિમન,
(પછી) નિરાકાર નિર્ગુણવિષે, તેમનું કરો શમન,
જેથી મળી રહે સાંધો;— હો સાધો!
પરમ દિવ્ય એ તત્ત્વને, સભર ભર્યું સર્વત્ર,
ન્યાળી, ત્યાં તમને જુઓ, એ તત્ત્વથી એકત્ર,
અખંડ રહી ત્યાં આહ્લાદો;— હો સાધો!

## अंतर्यामी ईश्वरनुं दर्शन न करनार साधकना उद्‌गार.

**પદ. ૧૦.** (કીજે કરુના હો દીન દયાલ—એ લય.)

મેરે દિલમેં હે દિલદાર, મગર મુઝે મિલત નહિ,
મેં તો કબહુ કરત હું પુકાર—મગર કછુ સુનત નહિ.
પ્રાનકી ભીતર પ્રાનપતિ હય, તૌભી હિલત નહિ,
હૃદયપદ્મમેં વોહી રહા હે, તૌભી ખિલત નહિ; મગર૦
ચરનોમેંભી રહા હય વોહી, તૌભી ચલત નહિ,
જ્યોતિરૂપ રહે અંતરમેં, તૌભી જલત નહિ; મગર૦
સબ રસકે રસરાજ રસિક ઉર, મુજ રસ ઝીલત નહિ,
પ્રેમપિપાસુ કહાવત તૌભી, પ્રેમકુ પીવત નહિ; મગર૦
હિયાહિંદોલેપેં મેં ઝુલાઉં તૌભી ઝુલત નહિ,
ક્યસેં મિલું સાજનકી સુરત વો, મુજસેં ભુલત નહિ; મગર૦

## ઇષ્ટસંયોગાર્થ હૃદયમન્દિરપ્રતિ વહેતી વૃત્તિના ભાવોદ્‌ગાર.

પદ ૧૧ (મોરી મોરી પેલી આંબલિયા ડાળ—એ લય.)

અહો! આ તે શો મિઠલડો નાદ!
વાગે એ તો વાંસલડી;
એ તો સંકેત—સૂચક નાદ,
તેડે મને કુંજલડી.

જગના જડતાભર્યા કિલષ્ટ કોલાહલે, એ નહિ શબ્દ કાને આવે,
પરમ એકાંત એવી અભ્યંતર કુંજમાંહિ, સુરને સાધીને બોલાવે:—
પિયુજી છુપાયા મારા હૃદયની કુંજમાં ને અનાહત સુર અણુસારે,
હૈયાના હાર મારા પ્રાણુના આધાર મને, તેડે એ કુંજ કેરે દ્વારે:—
શ્રદ્ધાનું સુન્દર વસન ધરૂં અને, ભક્તિના ધારૂં અલંકારો;
અંજન નેત્રે કરી એકાગ્રતાનું, હું, પકડું અગમ્ય પંથ મારો;—
પદ્મમન્દિરતણા ચોકમાં હું નિરખીશ, મારી એ જીવનની જ્યોતિ,
સર્વતણા સૂત્રરૂપ મારા એ સ્વામિમાં, પ્રોવાઇશ થઇને પ્રેમી મોતી;—

---

## સચ્ચિત્તિ પદમાં સાધકનું મમત્વ.

પદ ૧૨. ( એક ઈશ શરણ, ઈશશરણ—એ લય )

પેલું જનન મરણહારક સચ્ચિતપદ એ તો મારૂં,
અશરણશરણ તરણ તારણ, પ્રણત પાલનારૂં. પેલું૦
ધરણ ધારણ,[૧] ભ્રમણહારણ, સ્મરણે તારનારૂં;
સુખ પ્રસારણ—દુઃખ નિવારણ, સહજે કરનારૂં. પેલું૦
વિઘ્નવિદારણ—કષ્ટસંહારણ કરી ઠારનારૂં,
વ્યાકરણ[૨] કરી અકારણ, વિશ્વ આ સ્રજનારૂં. પેલું૦
(જેનું) સંસરણોદ્ધરણઅર્થ[૩] અવતરણ થનારૂં;
આવરણ હણી અંતઃકરણમાં પ્રકટનારૂં. પેલું૦
સ્મરણમાત્રે શિવત્વનું વિતરણ[૪] દેનારૂં;
પવિહરણ કરી મુજમાં રહ્યું, સ્વરૂપ એહ ચારુ. પેલું૦

---

૧ બ્રહ્માંડને ધારણ કરનાર. ૨ નામરૂપ વડે જગનું વિકાસન ૩ સંસારના ઉદ્ધારને માટે. ૪ દાન. ૫ વિહાર.

## દયાલુ દેવને દયાઅર્થે પ્રાર્થન.

**પદ ૧૩** ( મ્હારે ચઢજો વિઠ્ઠલ વનમાળી; એ લય. )

હવે લાવો દયા ઓ દીનબંધુ !
કરે કોણ દયા, વગર દયાસિંધુ;
હું છું ચાતક છો આપ સ્વાતિબિન્દુ,
હું છું કુમુદ અને આપ મારા ઇન્દુ.
ભવદવકેરી ઝાળ, શેકી રહી દશદિશથી,
કહાવી દીનદયાળ, જોતા કે શુણુતા ન કાં ?
માત્ર બાહ્ય તાપ જોઇને માંજારી,
તમે તાપમાંથી સહજ ઉગારી;
એહ માંજારીથી તાપત્રયહારિ !
શું આ દાસને નિકૃષ્ટ લીધો ધારી ?
સહજે પુષ્પસુવાસ, આપે જાતાં સમીપમાં;
દયાનિધિ પાસ, આવ્યા છતાં દયા ન કાં ?
દયા છે એ સ્વાભાવિક ધર્મ તમારો,
શું આ દાસકાજ ખાસ એ વિસારો !
દયાપાત્ર છું દયાલુ ! દયા ધારો;
એજ જીવનનો આધાર માત્ર મારો.

---

## મને કેવા થવું ગમે છે.

**પદ ૧૪.** ( મને એવો પરણ્યો ભાવે, એ લય. )

મુજને એવા થાવું ગમતું, જેને વિશ્વે કોઇ ન દમતું,
જેમાં આવી જે કોઇ શમતું, (તે) નિર્ભય થાય, થાય, થાય:—
વિષયે રહે ન મન આ ભ્રમતું, સંતત રહે સ્વરૂપમાં રમતું,
જાણી સઉને હરિમય નમતું, પ્રભુગુણ ગાય, ગાય, ગાય:—
ઇચ્છું અન્યનું હિત કરવાની જાગ્રત્ વૃત્તિ મુજમાં,
અપૂર્વ શાંતિ સઉને દઉ હું (જેથી) જાયે શમી સહજમાં,—
ત્રિતાપલાહ્ય, લાહ્ય, લાહ્ય:—
ઇચ્છું વેગ વધે પ્રતિદિન, પ્રભુપદપ્રતિ ગતિ કરવામાં,
ઈશ્વરાભિમુખ કરૂં ત્વરિત હું, પતિત જનોને જ્યાં ત્યાં,-
આપી સ્હાય, સ્હાય, સ્હાય:—

સુખની સઉને લ્હાણી કરીને, પછી સુખ હું પામું,
કદી વહું ના કૃતિ–મન–વચને, ઇષ્ટેચ્છાની સ્હામું;
એ મન ચ્હાય, ચ્હાય, ચ્હાય !—
આત્મોદ્ધાર કરી સત્સંસ્કારી જનને ઉદ્ધારૂં,
પરિણામે શમવાનું ઇચ્છું, જ્યાં નથી મારૂં તારૂં,–
તે પદ માંગુ, માંગુ, માંગુઃ—

## जीवत्वयुक्त जीवन गाळवुं ए सर्वथा धिकारवा-योग्य छे.

**પદ ૧૫.** ( ભજ્યો આ વાંઢા ફેરો ધરવા, એ લય. )

ધિક્ આ જીવપણામાં ઠરવાં, મારા મનવા !
દ્વૈત દબાવે, ત્રિતાપ તપાવે, ચાર ખાણોમાં ફરવાં,
પંચક્લેશો પ્રતિદિન પ્રજાળે, ષડ્રિપુ દે ન ઉગરવા; મારા૦
સપ્તભૂમિમાંની એકે ન પામ્યા, દીધા ઠામે ન ઠરવા,
આપણને તો રાખ્યા જમે–ક્યાંહી, ઉંડા ધરામાં ધરવા; મારા૦
અષ્ટસિદ્ધિઓને સ્થાને મળી અષ્ટફૂટતા સદ્ગુણ હરવા,
નવનિધિબદલે નવનેજા, લાગ્યાં પાણી ઉતરવા; મારા૦
ભૂલ્યા, ઉપરના દશમા દ્વારે, પ્રાણનિરોધ કરવા,
આવ્યો સમો આ તો દશમા દ્વારે–થી પ્રાણ બહાર નીસરવા; મારા૦
ખોટા સંસ્કારો ઘુસાડીને અંતર, સંકલ્પ કરવા વરવા,[1]
[જેથી] છેવટમાં જોઇએ તો પાછા જીવ, એવાને એવા નરવા;[2] મારા૦
છોડવાજેવું છે જીવપણું એક, પછી ન કોઇની પરવા,
જીવપણાસાથે જીવતર ગાળવાં, તેનાથી તો ભલાં મરવાં; મારા૦

---

## जिज्ञासु तथा ज्ञानिनो संवाद.

**પદ ૧૬.** ( મારે જનમ નથી લેવો. એ લય )

**जिज्ञासुः** શાને સંસાર અસાર જોવો ? ઓ જ્ઞાનિ બંધુ !
શાને સંસાર અસાર જોવો.

**ज्ञानीः** (કાં જે) એમાં ન સત્ય અંશ હોવો, જિજ્ઞાસુ બંધુ !
એથી સંસાર અસાર જોવો.

---

૧. ખોટા. ૨. નર્યા.

**જિજ્ઞાસુઃ** બહુ બહુ ભાતિનાં તેમાં સુખ સ્થાપ્યાંરે.
દુઃખદ કહી તોય કાં વગોવો ?—ઓ જ્ઞાનિ૦

**જ્ઞાનીઃ** (તેમાં) પ્રતીત કરાવે સુખ, સુખબુદ્ધિ આપણી રે,
(માટે) સ્વયં સંસારને ન મ્હોવો—જિજ્ઞાસુ૦

**જિજ્ઞાસુઃ** દુઃખનો અંશ હશે, તેમાં દુઃખરૂપતામાં,
આખો સંસાર કાં સંડોવો !—ઓ જ્ઞાનિ૦

**જ્ઞાનીઃ** રોટલો આખો એંઠો જેમ ગણાયેરે,
ભલે તેની કોરને ભીંજાવો;—જિજ્ઞાસુ૦
સાર ગ્રહેવા કાજે, મથવો સંસાર એતો,
માખ્ખણને કાજ વારિ વલોવો;—જિજ્ઞાસુ૦

**જિજ્ઞાસુઃ** આવી સંસારે સાચો સાર ગ્રહ્યાવિના શું,
જન્મારો આખો વ્યર્થ ખોવો ?—ઓ જ્ઞાનિ૦

**જ્ઞાનીઃ** જન્મી સંસારે સાચા, સદ્‌ગુરુ સેવીરે,
અંતરનો કાટ પહેલાં લ્હોવો;
જિજ્ઞાસુ બંધુ ! એ જ સંસારે સાર જોવો.
ગુરુનાં સાધનને સાધી, નિજ અભિમાનીને,
પ્રભુના સ્વરૂપમાંહિ પ્રોવો;
જિજ્ઞાસુ બંધુ ! એજ સંસારે સાર જોવો.

---

## વૃત્તિભ્રમરીને તત્ત્વમધુપાન કરવા ઉપદેશ.

**પદ ૧૭.** ( મારી સજનિ, તું ક્યાં રમી આવી રજની, એ લય. )
મારી ભ્રમરિ ! મહામદભર તત્ત્વમધુ પી, જરી ડોલ, ડોલ, ડોલ.
નહિ આવે, રસ અન્ય કોટિધા તદપિ, એની તોલ, તોલ, તોલ.
એ રસનું તો પાન કરે છે, સમર્થ ઋષિ-મુનિ-યોગી,
પાન કરી પ્રીતેથી એનું, બનીને તું રસભોગી; જરી ડોલ૦
એ જ અજરરસ સિદ્ધતણો છે, એ જ અમરરસવલ્લિ,
[1]કરે નિશા લાવી, અંતર્મુખ, એ રસ બીજા નકલી; જરી ડોલ૦
પ્રતિકુસુમે ભ્રમવાનું તારૂં, સદ્ય જશે તવ છૂટી.
પરમતત્ત્વરસ પૂર્ણ અંશથી, લઈશ જવ તું લુંટી; જરી ડોલ૦
એ રસથી પરિતૃપ્ત થતાં તું, બની રહીશ મદઘેલી,
રગેરગે એ પ્રસારી થઈને, મધુરી, ભ્રમરિ ! નવેલી. જરી ડોલ૦

---

૧ જે રસવૃત્તિને અંતર્મુખતારૂપ મહામસ્ત નિશામાં સ્થાપે છે, એવો જે આ તત્ત્વરસ એજ ખરો રસ છે, બાકી બીજી બધી તો વાસ્તવ રસની મિથ્યા નકલ છે.

## યથાર્થ સાધકના જીવનોદ્દેશ.

પદ ૧૮. ( વિષયી વૃત્તિ તુજને ધિક્કાર, એ લય. )

આ મુજ જીવનતણો ઉદ્દેશ;
અનુકૂલ પ્રતિકૂલ પ્રસંગથી ઉર, ધરવો ન રાગદ્વેષ;—
ખોટું કરે કોઇ કટુ કહે પણ, તેથી ન ધરવો ક્લેશ;—
સધાય વ્યવહારો જેવું પ્રારબ્ધ હોય અવશેષ;—
પણ ઇષ્ટાનુગ્રહપ્રાપ્ત્યર્થે, કરવો યત્ન વિશેષ;—
જીવનવ્રતરૂપે કરી દેવો, સદ્‌ગુરુનો ઉપદેશ;—
ઈશસ્વરૂપમયતા સાધીને, હરવો આ જીવનવેષ;—
ઉપેન્દ્ર હરિમય અનુભવતાં સઉ, ગાળવો જીવનશેષ;—

## સર્વ પ્રસંગમાં પ્રશાંત રહેવા હૃદયપ્રતિ સંબોધન.

પદ ૧૯. ( બહોતેરી સમજાયો રી, એ લય. )

હૃદય ! નવ તપ તું રી, શાંત હો શાંત,
ક્રોધતણું કોઇનું ચોધારૂં, ખડ્ગ ભલે શિર પડતું રી;—
વિંધે ભલે કો મર્મવચનથી, પ્રતિમર્મ ન કદી વદ તું રી;—
પ્રાણસમું પ્રિય થઇ કદી ચીરે, હૃદય પરંતુ ન ડર તું રી;—
વિવિધ દોષ કલ્પીને તુજમાં, છો કોઇ જ્યાં ત્યાં બબડતું રી;—
પ્રતિકૂલ પ્રસંગ પ્રકટે છોને, પણ અકળાવું ન ઘટતું રી;—
તુજને તુજ વિણ વાસ્તવ હાનિ, કોઇ નથી કરી શકતું રી;—
કોણ તપે જ્યાં તારૂં સ્વરૂપ છે, શાંત રસે જે છલકતું રી;—
સર્વ પ્રસંગે સદા રાખ પ્રિય ! અંતર ને મુખ હસતું રી;—

## મનુષ્યના આંતર સામર્થ્યપ્રતિ લક્ષણા કરાવનાર વચનો.

પદ ૨૭. ( માયાના બંધનમાં બંધાઇ, એ લય. )

થઇને વિશ્વે અપ્રતિહત વીર, ગાજજે પ્રબલપણે તું અખંડ.
યત્નથી દાખવને તુજ હીર, શક્તિઓ રહી તુમાં જ પ્રચંડ.
તુજ અંતરમાં અનવધિ છે હજી, અપ્રકટ કાંઈ સામર્થ્યો,
તે એકાગ્ર કરી નિજ કાર્યે વાપરી-સાધ તું અર્થો. ગાજજે૦
અધીન થા નહિ સંજોગોને, એ બદલાતા રહેતા,
તુજથી તેનું થતું રૂપાંતર (વા) તુજથી નવીન ઘડાતા; ગાજજે૦

સમજીને આને પરમ સત્ય તું, ભય-ભ્રમ-ક્ષોભ ત્યજી દે.
તું તુજ સ્વરૂપબલથી અલ્પ, છે એ દૃઢ સમજી લે; ગાજજે૦
ત્યાગ તું વિવિધ ભાવો, નિર્મળ-પ્રેમપ્રસારણ કર તું:
પ્રબલ પરિવેષ્ટન રચી તેમાં, નિર્ભય બની પછી ઠર તું, ગાજજે૦
વિશ્વહિતૈષી શુભ હોય ન, ચહીશ ન તે મેળવવા,
આગ્રહ ધર પ્રભુના આધ્યાત્મિક, નિયમો પૂર્ણ સમજવા. ગાજજે૦
અંતર્યામી કહે છે 'સઘળા, સુખઉપર હક તારો,
દાવો કરતાં સ્થૂલ સૂક્ષ્મ સઉ, પામી ગ્રહીશ કર મારો.' ગાજજે૦

## વિષયી વૃત્તિનું સ્વરૂપ.

પદ ૨૧ (બની છું નખરાળી હું નાર, એ લય.)
'વિષયીવૃત્તિ' મુજ રસિલું નામ.
હું તો છઉં છટકેલી, રહું ફટકેલી, બહુ ભટકેલી,
મારો અજબ દમામ;—
પાંચ વિષય છે પતિઓ મારા, દ્રૌપદીસમ હું તેની દારા!
દ્રૌપદી જનમાં-વનમાં-રહેતી, હું જન-વન-તન-મનમાં રહેતી,
કરાવું જગને લાખ પ્રણામ-
ઘડી રડાવું-ઘડી હસાવું, જે તે રીતે સઉને ફસાવું,
નિર્બળને નિઃસત્ત્વ કરીને, શુભનું સઘળું દ્રવ્ય હરીને,
પછી તેને પહોંચાડુ સ્વધામ!—
મુજપર જનને હું લોભાવું, (તેનો) જગમાં ઘડીભર જય ગવડાવું
ખવડાવું, પીવડાવું, ખેલાવું, છેવટ હુંની હું બોલાવું,
તેની પછી 'રામ બોલો ભાઈ રામ';—
વિશ્વ સમગ્ર હું હચમચાવું, આંગળીના ટેરવે નચાવું,
પણ મુજ ચાલે ન તેના આગળ, તેની આગળ ન ઘસું આંગળ,
**વાસનાતણા ન જેહ ગુલામ;—**

## વાસ્તવ સત્યપ્રતિ લક્ષણા.

**પદ ૨૨.** ગઝલ.
મળે સુખ સ્થૂલ સાધનથી! તમારૂં એ કહેવું છે;
મળે છે સુખ તો મનથી અમારૂં આ કહેવું છે.
અનુકૂળતા મળી આવે, (તો) સાધનો સેવવાં ભાવે,

દીવાવિણુ જોવું શું ફાવેઃ તમારૂં એ કહેવું છે.
પ્રતિકૂળમાં પ્રયત્ન થશે, અનુકૂળતા સહજ બનશે,
આંખવિણુ શું દીરો કરશેઃ અમારૂં આ કહેવું છે.
પ્રભુ કરુણા કદી લાવે, પ્રયત્નો તો બની આવે,
વ્યાધિથી વૈદ છોડાવેઃ તમારૂં આ કહેવું છે.
પ્રયત્નો જેમ બની આવે, કૃપા પ્રભુ તેમ વર્ષાવે,
વૈદ 'ફી' વિણુ નહિ આવેઃ અમારૂં એ કહેવું છે.
હશે પ્રારબ્ધમાં જેવું, ભોગવે માનવી તેવું,
પ્રયત્ને ના હઠે એવું, તમારૂં તો કહેવું છે.
કિધો પુરુષાર્થ પૂર્વે જે, લહો પ્રારબ્ધ આજે તે:
પ્રયત્નનું પૂર્વનામ જ એ[1], અમારૂં આ કહેવું છે.
સદાયે સત્યને ગ્રહેવું; (તેમાંથી) અનુકૂળ હોય તે લેવું[2],
ઘટે ના સુજનને એવું; અમારૂં આ કહેવું છે.

---

## હૃદયના ઉંડા સ્નેહની કિંમત પીછાનવા હૃદયેશ્વરને પ્રાર્થના.

**પદ ૨૩.** (વર્ષાઋતુની વાદળી જેમ મેઘને—એ લય.)

કિંમત કળે સઉની, ન પણુ કો સ્નેહની કળતો,
સઉનો વળે બદલો ન સાચા સ્નેહનો વળતો;
સંકટ સમય સઉ કો ચળે, પણુ સ્નેહી નથી ચળતો,
આ વિશ્વમાં સઘળું મળે, પણુ સ્નેહ ના મળતો.
 વિચારજો, કિંમત કંઈ સ્નેહની વિલાસી!
 કરી ન કાંઈ કિંમત તો નામને નાલાસી;
સોંપ્યો છે સ્નેહ એવો આપને ન આજથી,
ઝાઝું કહેતાં હવે જિહ્વા પણુ લાજતી,
સ્નેહને વીસારો એ રીત નથી છાજતી.
 માની હવે જો મને દાસી;—વિચારજો.
સ્નેહતણા કદરદાન ગણી મેં સ્નેહને;
આપ્યો છે સાથે મેં આત્મા ને દેહને
માની પોતાની, સ્નેહ સામો દો તેહને,
 જોજો ન થાય હવે હાંસી:—વિચારજો.

---

૧ પ્રારબ્ધ એ પુરુષાર્થના જ પૂર્વકાલનું નામ છે. ૨ માત્ર પોતાને અનુકૂળ જણાતો અંશ જ ગ્રહણ કરી બાકીના પ્રતિ ઉપેક્ષા કરવી યોગ્ય નથી.

## બે પ્રશ્નો.

પદ ૨૪. ( જરા કહોજી સાંવરીયાં શાં—એ લય. )

જરા કહો તો જન્મીને જગમાં શું શું કર્યું ?
શું શું કર્યું ? શું ખોયું—સંઘર્યું ?;—જરા.
પૂછું ના હું અધિક પણ માત્ર બે પ્રશ્નો પૂછું છું હું,
મને ના, પણ તમારા હૃદયને ઉત્તર દીયો એ ચહું;
પડ્યું દુઃખ જે સમય, તે સમય, નિશ્ચય જે રૂડા કીધા,
કહોને દુઃખ વીત્યા પછી તે શું આચારે મૂકી દીધા ?—જરા.
પૂછું બીજું મળ્યું સુખ જે સમય, તે સમય સુખમાંથી,
બીજાને અંશ દઈ થોડોય, ઉદ્ધાર્યા શું દુઃખમાંથી ?
કર્યાં આ બે હશે કાર્યો, જીવન તો તો સફળ જાણો,
કર્યું ના છો બીજું તોએ, જીવનલ્હાવો સદા માણો.—જરા.

---

## इष्टमां अप्रतिम अनुराग धरती वृत्तिनी उक्ति.

પદ ૨૫ ( રસિયાની રીસ ટાળી રે, એ લય. )

જરી જરી જોઉ આંખીરે, મારા 'એ' ને તો, જરી૦
જરી જરી જોઉ આંખી, એને તો હું હૈયે રાખી,
દિવસ ને રાત આખીરે; મારા૦
અહા શાં છે નેત્ર મિઠાં ! આવાં તો મેં ક્યાંહી ન દીઠાં,
ધરાઉં ન જેને પીતાં રે; મારા૦
પાસેથી એ જોયા જેવા, દૂર હોય તોયે તેવા,
જ્યાંથી જુઓ ત્યાંથી એવારે; મારા૦
એનામાં શી હોય ખામી, જોવાની તો જુક્તિ જામી,
હું ને એ તો સ્હામા સ્હામી રે; મારા૦
જાળવીને જોઉં જ્યારે, નવા ને નવા એ ત્યારે,
વાહરે મારા પ્રભુ ! વા'રે; મારા૦
માગું છું હે વિધાતા ! મારા 'એ' પ્રીતિને પાતા,
રહે સદા અખીયાતા રે; મારા૦

---

## अमारो पंथ.

પદ ૨૬. (સર્જેલાં શ્રીપ્રભુજીએ મનુષ્યો—એ લય.)

જગતના સઉ જીવોકરતાં, અમારો પંથ ન્યારો છે;
તમારો તે તમારો છે અમારો તે અમારો છે.
તમારે સ્થૂલને સેવી, સુખી થાવું, દુઃખી થાવું;
ત્યજી કારણ મહાકારણે, અડંગો તો અમારો છે.
વસી ઉપર તમારે તો રીઝાવું છે, મુઝાવું છે;
ઉંડા નિજ દિવ્ય અંતરમાં, અચલ તંબુ અમારો છે;—
વિરોધોમાં-વિષાદોમાં, પચી રહેવું તમારે છે;
ન કર્દમ જ્યાં વિકારોનો, કિનારો એ અમારો છે.
તમે તો જે સ્થિતિમાં હો, તમારે ત્યાં જ રહેવું છે,
પ્રગતિની પૂર્ણતા કાજે, પ્રયાસ પ્રવાસ અમારો છે;-

## यथार्थ साधुजनोनुं स्वरूप.

પદ ૨૭. (કોઇ કહેજો જોગીડાને જઇને હો રાજ, એ લય.)

હોય અંતરના જે સાચા સાધુજન,
રહે મનમાં સહજ સ્વભાવે એ પ્રસન્ન:
કષ્ટ ભર્યું તેનું છો હોયે લૌકિક જીવન; રહે૦
એના નયનોમાં કાંઇ અમૃતઝરણ વહે,
એના સઘળા ભાવોમાં કાંઇ મર્મો રહે;
હોય શાંતિરસભરીયાં તેનાં મધુર વચન: રહે૦
સ્વાર્થઅંધારું નથી અંતરમાં એના,
શોકઉદ્ગારો કદી કાઢે તે ના,
તત્ત્વરસથી ભર્યું ભાસે તેને ત્રિભુવન; રહે૦
ચિત્તપ્રસાદ એનો તો સતત રહે,
અંતર્ બહિર્ એની, શુભના પ્રવાહો વહે,
અંતરે અખંડ ઉઠે તેને આત્મગુંજન: રહે

## विश्वना अटळ खेलाडीने रमवानुं निमंत्रण.

પદ ૨૮. (સ્વરૂપનો કરજે વિચાર, એ લય.)

પધારો જગતજુગારી! આપણુ રમીએ જુગાર.
જેહ રમતમાં ન લાભ–ન હાનિ, તેવી રમત રમે નાર,
શરતવિના જે ખેલે જુગારી, તેનો ઉસ્તાદ ગમાર;— પધારો૦
હાથ ધરો પાસા સંકલ્પરૂપી, આપ કુશળ પહેલી વાર,
હોડમાં ધરવાની વસ્તુનું, સ્વરૂપ હું કહેનાર;— પધારો૦
ષડૈશ્વર્યને હારો તમે જો, છ દાણા પડનાર,
મારે પડે જો છક્કું તો દઉં, તમને મુજ ષડ્વિકાર;— પધારો૦
ચાર પડે તો ચતુર્વિધ પુરુષાર્થ–સિદ્ધિ દેવી આ વાર,
અંતઃકરણ ચતુષ્ટય દઉં જો, મારા પડે કુટી ચાર;— પધારો૦
આપના ત્રણ દાણે ત્રિગુણાતીત પદને હું લેનાર,
અલ્પશક્તિમત્વ, અલ્પજ્ઞત્વ પર–તંત્રત્વ હું દેનાર;— પધારો૦
પાંચ પડચે પંચતત્ત્વઉપર આપે, દેવો મને અધિકાર,
પંજો પડચે મારો પંચકલેશ હું, આપ પદે ધરનાર;— પધારો૦
આપનું સર્વ મને દો હું તમને–દઉં જો પડે પોબાર,
શરતનું આ તો સ્વલ્પ સ્વરૂપ છે, વિશેષ પછી વદનાર;— પધારો૦

---

## अबोला इष्टप्रति भाविक भक्तना प्रेमभावो.

પદ ૨૯. (રાજ સમી સ્હાંજના સીધાવજોરે, એ લય.)

બોલોને કંથ કોડામણારે, આજે લીધાં શું રીસામણાં,
માન્યા શું અમને અળખામણારે, કે માગો શું મોંનાં મનામણાં;
જગમાં જણાવો છો અમને 'પોતાનાં'
સાચું કે એ પટામણાંરે;— આજે૦
પ્રીતિનાં ચિહ્ન તો બહુએ બતાવતા,
(એ) ખાલી શું આંખમીચામણાંરે; આજે૦
અપરાધ માફ કરી, અમને રીઝાવો,
સહ્યાં ન જાય આ સતામણાંરે; આજે૦
મોટા તમે ને અમે નાનાં ગણાઇએ,
આપણાં તે હોય સરખામણાંરે? આજે૦
રોષ ત્યજીને પ્રીત દાખી પ્રીતમજી,
વાણીનાં આપો વધામણાંરે; આજે૦

---

## इष्टनिदर्शनार्थ आर्त्त आक्रोष.

**પદ ૩૦.** ( દુનિયાતણા દિવાના, દિલભર—એ લય. )

દિલદાર દિદાર દિખાદે, આશક પડા હું મૌલા !
નઝરોંસે નઝર મિલાદે, આકે ખડા હું મૌલા !
સુનતા નહિ તું માલિક, કિનકોં પીછે સુનાઉં,
તેરી ચશ્મે-ઝંજીરોંસે[1], મેંયતો જડા હું મૌલા !
સર કિસ તરહ ઝુકાઉં, કભી સામને તું આકે,
રહેવે ખડા તો કયસેં, નયનોં લડાઉં મૌલા !
ખ્વાયશ વહી હે દિલમેં, મિલનેકા મૌકા ચહાતા,
તું હય મગર ઉધર, મેંય-ઇધર અડા હું મૌલા !
માલિક પૂરા તું મેરા, મેંયતો ફકીરા તેરા,
ઝયાદા કહું કયા તુઝસેં, સબસેં બડા તું મૌલા !

---

## हृदयगत भक्तिरूप प्रीतिनुं पान करवा प्राणेशने सप्रेम विज्ञापन.

**પદ ૩૧.** ( મારી ક્યારીમાં મ્હેક મ્હેક મ્હેંક એ, લય. )

મારી પ્યાલીમાં પ્રીતલડી મીઠી, હો પ્રાણ !
એક પ્યાલી પીઓ—પ્યાલી પીઓ.
તમે પ્રીતિના રસના થઇ વ્યસની, હો પ્રાણ !
એક પ્યાલી પીઓ—પ્યાલી પીઓ.
ઉછળતા ઉમળકાથી છલબલ ભરેલી,
કોઇનાએ હોઠે, હજી ન એ ધરેલી,
હણશે પીડા એ નસનસની;—હો પ્રાણ !
એની મસ્તી તો માત્ર હૃદય એક જાણે,
અંતરના ઘાયલ કો પ્રેમી પિછાણે,
શાંતિ કરે વિરહની તરસની;—હો પ્રાણ !
એની ખુમારીપાસે વિશ્વ તુચ્છ ભાસે,
રંગ એ ચઢાવે અજબ, શ્વાસ ને પ્રશ્વાસે,
બલિહારી એહ હૃદયરસની;—હો પ્રાણ !

---

[1] નેત્રરૂપ બેડીઓ વડે.

## પોતાના ઇષ્ટને પ્રસન્ન કરવાના વિધિનું સન્મતિનું દૃષ્ટિપ્રતિ સૂચન.

**પદ ૩૨.** ( અલી આમ રીસાઇએ, સમય વિચારી—એ લય. )

સખિ! આવી રીતે પ્રિયતમ વશ કરીએ,
સ્નેહસંબંધે બાંધી;
કદી ભિન્ન પડે નહિ એવા દઇએ,
હૃદયથી હૃદયને સાંધી.
શાથી રીઝે અને શાથી ખીજે એ,
તપાસીએ બહુ ધ્યાને,
અનુકૂલ વર્તન કરતાં મોહન,
મગદુર છે ના માને; સખિ!
ભલે દુઃખ એ દે પણ આપણ, સુખરૂપ તેને લહીએ,
રડાવવા એ કરે ઉપાયો, તેમ આપણ હરખાઇએ; સખિ!
માગ્યા પહેલાં બધુંજ પ્રભુચરણોમાં મૂકી દઇએ,
ભલે બતાવે એહ વિમુખતા, આપણ અભિમુખ રહીએ; સખિ!
વિરોધનું કારણ પ્રકટયે ઝટ, આપણ મનાવી લઇએ,
મનાવવા પ્રિયતમને એમાં, સપાડું છે શું કંઇએ; સખિ!
પ્રભુ આપણા અને સદાએ, આપણ તેનાં છઇએ,
રીઝાવી, પ્રભુસહ રમીયે નહિ તો, જીવન હારી જઇએ; સખિ!

---

## હૃદયપ્રદેશમાં અંતર્મુખ થવા પ્રબોધ.

**પદ ૩૩.** (પડતી હવે મુજને ખબર, તુંમાં જણાયે, એ લય. )

તું પરમ શાંતિ ધારી જા, જ્યાં સ્વર નહિ કે શબ્દ નહિ,
જાગ્રત્ નહિ કે સુપ્ત નહિ, જે ચલિત નહિ કે સ્તબ્ધ નહિ;
બ્રહ્માંડની જ્યાં જીવનજ્યોતિ, તારી આગળ તરવરે,
દૃઢ સંયમીવિણ અન્યને જે, કોટિ કલ્પે લબ્ધ નહિ;
નિકટ તે તુજ હૃદય વ્યાપી (૨)
જોજે પ્રભા તે રમ્ય, મહાન્ પ્રતાપી, (૨)
ઉંડાણે, ધ્યાન દૃઢ સ્થાપી;—નિકટ૦
ત્યાં તેની સહજ ઝાંખી, જીવન પલટાઈ જશે તારૂં,
ચ્હઇશ સર્વાંશ તું પાવન, હઇશ છોને મહાપાપી; નિકટ૦
અરે જો! જો! તું તુજમાંહિ, ઉંડે જ્યોતિ દિસે પેલી,
નિકટ જાઃ હજી નિકટતર જાઃ તું અજપા જાપને જાપી; નિકટ૦

## શુભેચ્છા

**પદ ૩૪.** ( દેવ દૈવી સન્માન, એ લય. )

મારા પ્રભુનાં પ્રિય બાલ ! હૃદયસરનાં મરાલ[1] !
સૌના હૈયાની માલ, તમે થાજો.
સદા સાચા આનંદે રંગાજો–ન્હાજો–મારા૦
દિવ્ય અંતરસિંહાસને વિરાજો,
નિખિલ વિશ્વના અધીશ બની સહજે જાજો;
ગ્રહી અશરણને શરણ, થવા સંસરણોદ્ધરણ,[2]
બાંહ્ય સ્હાજો–સ્હાજો—મારા૦
દશે દિશમાં દિગ્પાલે રક્ષાજો,
દેવમાત્ર દૈવી અમૃતને પ્રેમે પાજો,
નવલ–વિમલ–અચલ–પ્રબલ, વિજય–ઉજ્જવલ,
ભૂમંડલમાં ગાજો–ગાજો—મારા૦

---

૧ રાજહંસ. ૨ સંસારથી ઉદ્ધાર કરવાને માટે.

